# હિંદુ લાઇફ સ્ટાઇલ સેમિનાર - લંડન

સેમિનારના પ્રારંભે દીપ પ્રાગટ્ય

સેમિનારમાં ઉપસ્થિત ભક્તજનો

સેમિનાર દરમિયાન યોજાયેલ મહાપૂજા

સેમિનારમાં સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરતા યુવાનો

સેમિનારમાં સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરતા બહેનો

કથા શ્રવણ કરતા ભક્તજનો, બોલ્ટન

-: સંસ્થાપક :-

સદ્‌વિદ્યા સદ્ધર્મરક્ષક પ્રાતઃસ્મરણીય પ. પૂ. ગુરુવર્ય
શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી

# ગુરુકુલ દર્શન

વર્ષ-૪, ઓગસ્ટ - ૨૦૧૨, અંક-૮

: આશીર્વાદ :
પ. પૂ. પ્રાતઃસ્મરણીય શ્રી જોગીસ્વામી
: પ્રેરણા :
પ. પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી

**પ્રકાશક** : પ.પૂ. પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી
**તંત્રી** : પાર્ષદ શ્રી શામજી ભગત
**સંપાદક** : શાસ્ત્રી શ્રી યજ્ઞવલ્લભદાસજી સ્વામી
**કલા સંયોજન**: હરિકૃષ્ણ ગ્રાફિક્સ, અમદાવાદ
**વ્યવસ્થાપન** : જગજીવનભાઈ પટેલ, ધવલ ભીમાણી
**તસ્વીર** : જી. વિઝન
**મુદ્રક** : સૂર્યા ઓફસેટ

| | |
|---|---|
| છુટક અંક | : રૂા. ૫/- |
| પંચ વાર્ષિક લવાજમ | : રૂા. ૨૫૦/- |
| આજીવન લવાજમ(૨૫ વર્ષ) | : રૂા. ૭૦૦/- |
| વિદેશમાં આજીવન લવાજમ | : $ ૧૧૦/- |

**લવાજમ અંગે પત્રવ્યવહાર**

'ગુરુકુલ દર્શન' કાર્યાલય
શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ - મેમનગર, અમદાવાદ-૫૨
ફોન (૦૭૯) ૨૭૯૧૨૫૯૧/૯૨
www.swaminarayangurukul.org
E-mail- darshan@sgvp.org

## પીયા મોરા રે, તરસે દરસ બિન નૈના

પીયા મોરા રે, તરસે દરસ બિન નૈના
વિરહા સતાયે, મોહિ દિન રૈના.
બૈરન બિજલી, તૂ મત ચમકે
ભડક પરત જીય, ચૈન પરે ના
જોબન મિતવા, કોરા બીતે
સાવન બદરી, બરસે રે ના...પીયા મોરા રે
મત્ત મયૂરા, મત રે પુકારે
હૂક ઉઠે હિય, તીખે બૈના
રાત અંધેરી, ચકવી રોયે
પીય બિન કૈસે, રાત કટે ના...પીયા મોરા રે
દરદ યે દિલકા, કહા નહીં જાયે
ક્યોં તૂ પીયરા, જાનત રે ના
માધવ મોહી, નહી તરસાવો
તુમ બિન જીયરા, ધીર ધરે ના...પીયા મોરા રે

-સ્વામી માધવપ્રિયદાસજી

અર્થ - હૂક :- પીડા, બૈના :- બોલ,વચન

# સમર્થ સદ્‌ગુરુ શ્રી નારાયણદાસજી સ્વામી જીવન ઝરમર ભાગ-૧

આપણા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામી જેમની વાત કરતા ત્યારે અંતરના અહોભાવથી ભરાઈ જતા અને ગદ્‌ગદિત થઈ જતા એવા વચનસિદ્ધ મહાપુરુષ અને સમર્થ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના જીવન પ્રસંગોને આ સદ્‌ગુરુ ગાથા વિશેષાંકમાં આલેખતા અને વાંચતા આપણા હૃદયમાં પણ કૃતજ્ઞતા સાથે અહોભાવની અનુભૂતિ થાય છે.

અમરેલી જિલ્લાનું વાંકિયા ગામ મુક્તોની પ્રાગટ્યભૂમિ બની રહ્યું, કારણ કે આ ભૂમિને જૂનાગઢ દેશના મહાન સંતોએ પોતાના વિચરણ અને સત્સંગથી તીર્થ સમાન બનાવી હતી.

આ નાનકડા વાંકિયા ગામને સમગ્ર સ્વામિનારાયણ સંપ્રદાય અને ધર્મજગતમાં પ્રસિદ્ધ કરનારા જેટલા મહાન મુક્તો આ ગામમાં પ્રગટ્યા તેની કથાઓ અને ગાથાઓનું લેખન કરીએ તો એક એક મુક્ત વિષે એક એક મહાન ગ્રંથ લખાય.

અહીં આપણે આ જ વાંકિયા ગામને પાવન કરનાર મહામુક્તોમાંથી સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના જીવન અને કાર્ય વિષે કેટલાક પ્રસંગો માણીએ.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના પાવન ચરણથી પવિત્ર થયેલ આ ભૂમિમાં પરમભક્તરાજ શ્રી દેવરાજબાપા ઠુમર, વૈજનાથ મહારાજ વગેરે મુખ્ય હરિભક્તો હતા.

વાંકિયા ગામમાં નારાયણદાસજી સ્વામીનો જન્મ ચૈત્ર સુદ ૧૦, વિક્રમ સંવત્ ૧૯૦૬ની સાલમાં થયો હતો. તેમનું બાળપણનું નામ અરજણ હતું. તેમની માતાનું નામ જશોદા બા હતું અને પિતાનું નામ કાળાભાઈ હતું.

બોદર પરિવારમાં ઉછરેલા અરજણને બાળપણથી સત્સંગનું વાતાવરણ પ્રાપ્ત થયું હતું.

અરજણ નામ અર્જુનમાંથી બનેલું છે, અર્થાત્ આપણી સદ્‌ગુરુ ગાથામાં ત્રણ ત્રણ અર્જુનની કથાઓ અને તેમના જીવન પ્રસંગોનો લાભ અપણને મળ્યો છે.

ધર્માવતાર ધર્મસ્વરુપદાસજી સ્વામીનું પૂર્વાશ્રમનું નામ અરજણ હતું, સ્વામી નારાયણદાસજીનું પૂર્વાશ્રમનું  નામ અરજણ હતું અને આપણા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજનું પૂર્વાશ્રમનું નામ પણ અરજણ હતું. આ બધા અર્જુનો સદ્‌ગુરુ રૂપે પ્રગટ થઈને આપણને ભગવાન શ્રી પુરુષોત્તમ નારાયણનો ભેટો કરાવવા પધાર્યા હતા.

વાંકિયા ગામના હરિમંદિરમાં સંતો અવારનવાર પધારતા. સંતોના સત્સંગની અસર આખા ગામ પર પથરાયેલી હતી. બાળકો અને યુવાનોના જીવનમાં પણ સત્સંગ અને સંતો પ્રત્યે ભારે આકર્ષણ હતું. સવારની પૂજા-આરતી-કીર્તન-ધૂન અને પ્રસાદ માટે ઘણા બાળકો મંદિરમાં આવતા. સાયંકાળે પણ હરિભક્તો કીર્તનગાન-નિયમચેષ્ટા-કથાવાર્તા કરે તેનો સૌ લાભ લેતા.

આ સાંજની સભામાં હરિભક્ત પટેલ રાઘવભાઈ માદળીયા મંદિરમાં શ્રીજી મહારાજની પ્રતિમા સામે બેસીને સુંદર ઢાળ-રાગના કીર્તનોનું ગાન કરતા. એમના કંઠની મધુરતા અને ગાવાની રીત ખૂબ જ આકર્ષક હતી તેથી જ્યારે રાઘવભાઈ મૂર્તિમાં તલ્લીન બનીને અતિ પ્રેમભાવથી કીર્તનો ગાતા હોય ત્યારે સાંભળનારા સ્થિર થઈને એમના ભક્તિભાવમાં તણાઈ જતા.

અરજણને આ કીર્તનભક્તિ ખૂબ જ ગમતી અને દેવરાજબાપાના આગ્રહથી અરજણ જેવા બાળકો દરરોજ સવાર-સાંજ મંદિરે આવતા અને કથાવાર્તા સાથે કીર્તનભક્તિનો લાભ લેતા.

જે બાળક નાનપણથી મંદિરે જાય, દેવદર્શન કરે, સંતો-હરિભક્તો સાથે સ્નેહભાવથી જોડાય, તેનામાં

સહેજે સત્સંગના સંસ્કારો આવે. અરજણ પણ નિત્યદર્શન, સત્સંગ-કથાવાર્તાથી સત્સંગના રંગે રંગાવા લાગ્યો.

રાઘવભાઈ માદળીયાના પ્રેમભક્તિભર્યા કીર્તનોનું શ્રવણ, દેવરાજબાપાનો દરરોજનો મીઠો આવકાર અને આગ્રહ તેમજ ગામના ગોર વૈજનાથદાદા વ્યાસ પાસેથી સ્વામિનારાયણ ભગવાનના ઐશ્વર્ય-પ્રતાપની વાતો સાંભળીને અરજણના અંતરમાં સત્સંગની સમજણ પ્રગટ થવા લાગી.

આ નિત્યક્રમ ચાલુ રહેતાં અરજણને શ્રી સ્વામિનારાયણ ભગવાનના દિવ્ય-સર્વોપરિ સ્વરુપમાં પાકી નિષ્ઠા થઈ અને એવા દિવ્યભાવમાં રહીને અરજણ સત્સંગ સાથે ભજન-ભક્તિ કરવા લાગ્યો.

બાળપણમાં જ કોઈ પૂર્વના પુણ્યે અને સત્સંગના યોગમાં અરજણ ધર્મનિયમ પાલન, સેવા-ભક્તિ અને શ્રીજી મહારાજની અનન્ય ભાવે ઉપાસના કરવામાં જ પોતાનો સમય પસાર કરવા લાગ્યો.

દેવરાજબાપા જેવા એકાંતિક ભક્તરાજના મનમાં અરજણના આચરણની ભારે છાપ પડી અને તેઓ અરજણમાં રહેલા સાધુગુણોને પારખી ગયા અને એવી જ પ્રેરણા આપવા લાગ્યા. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જનક વિદેહી જેવી સ્થિતિ ધારણ કરી રહેલા દેવરાજભાઈ ઠુંમરના જીવન અને ઉપદેશની અસર અરજણ જેવા મુમુક્ષુ ઉપર થયા વગર રહે ખરી?

## ગુણાતીત ગુરુના યોગમાં

જૂનાગઢ પ્રદેશના ગામડાંઓમાં શ્રીજી મહારાજના સમયથી સંતોનું વિચરણ અને સત્સંગથી સ્વામિનારાયણ સંપ્રદાયનો ખૂબ જ પ્રચાર થયેલો છે. સદ્‌ગુરુ રામાનંદ સ્વામી અને સહજાનંદ સ્વામીના જીવનકાર્યના કેન્દ્ર સમાન સોરઠના સત્સંગમાં કાંઈક જુદી જ ભાત પડેલી છે. તેમાં પણ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ જૂનાગઢ મંદિરમાં ૪૦ વર્ષ મહંતપદે રહીને સમગ્ર સોરઠના સત્સંગમાં ઉપાસના અને આજ્ઞાનું દૃઢીકરણ કરાવેલું તેના ભાગરૂપે ગામડે ગામડે સ્વામિનારાયણ ભગવાનના મંદિરો બનવા લાગ્યાં હતા.

સંવત્ ૧૯૨૦ની સાલમાં અમરેલી શહેરમાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની પ્રેરણાથી નૂતન મંદિરનું નિર્માણકાર્ય ચાલુ હતું ત્યારે સ્વામી શ્રી ગુણાતીતાનંદજી વીસ દિવસ સુધી અમરેલીમાં રોકાયા હતા.

સ્વામી બિરાજતા હોય એટલે અમરેલી વિસ્તારના ગામડાંઓના હરિભક્તો તેમજ અન્ય ભાવિકો સ્વામીજીનો સત્સંગ કરવા અને મંદિરની સેવા કરવા ઉમટી પડ્યા.

વાંકિયા ગામ અમરેલીથી બાર કિમી દૂર છે. આ ગામના ભક્તરાજ દેવરાજબાપા ઠુંમરની પ્રેરણાભરી વાતોથી વાંકિયા ગામના સત્સંગીઓ અને યુવાનો પણ અમરેલી સેવા કરવા આવતા. આ બધા હરિભક્તો સાથે અરજણ પણ જોડાઈ જતો.

અરજણના પિતા કાળાભાઈ સ્વામિનારાયણ સંપ્રદાયના અનુયાયી નહોતા તેથી અરજણ આ બધા સાથે જાય આવે એ પિતા કાળાભાઈને રુચતું નહિં. અરજણને વારંવાર રોકતા અને ઘરના બીજા કામે લગાડી દેતા, તો પણ અરજણ ડાહ્યો અને સહનશીલ હોવાથી પિતાને સમજાવી અનુમતિ લઈને દરરોજ અમરેલી ગુણાતીતાનંદ સ્વામી પાસે પહોંચી જતો.

ગુણાતીતાનંદ સ્વામી જ્યાં બિરાજતા હોય ત્યાં સેવા સાથે સત્સંગની બળભરી વાતોનો પ્રવાહ અવિરતપણે વહેતો હોય અને આ સેવા તેમજ સંત સમાગમથી અનેક જીવોના મોક્ષના દ્વાર ખૂલી જતાં. અરજણને પણ ગુણાતીતાનંદ સ્વામીના સમાગમમાં એવો રસ પડવા લાગ્યો કે પિતા જે કામ બતાવે તે ઝડપથી પુરું કરી, દોડીને અમરેલી પહોંચી જતો. ક્યારેક ખેતીના કામમાં મોડું થઈ જાય તો જમવાનું છોડીને અરજણ ખેતરથી સીધી અમરેલીની વાટ પકડી લેતો અને સ્વામી પાસે પહોંચી જતો.

દિવસે મંદિરની સેવા અને રાત્રે સ્વામીની વાતોનો લાભ મળતો. અરજણને સેવામાં ખૂબ જ શ્રદ્ધા હતી અને સ્વામીની વાતો સાંભળીને એનું અતઃકરણ સ્વામી સાથે આત્મબુદ્ધિથી જોડાઈ ગયું. ગુણાતીતાનંદ સ્વામી પણ રાત્રે બે બે વાગ્યા સુધી શ્રીજી મહારાજના મહિમાની અને સત્સંગની બળભરી વાતો કરતા.

આ રીતે વીસ દિવસ સુધી અરજણ અને અન્ય હરિભક્તોએ ગુણાતીતાનંદ સ્વામીના સમાગમનો દિવ્ય લાભ લીધો અને અમરેલી મંદિરની સેવા કરીને સ્વામીનો રાજીપો મેળવ્યો.

આમ ગુણાતીત ગુરુના યોગામાં આવેલા અરજણના અંતરમાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના બીજ રોપાયા. અરજણ જગતના નાશવંતપણા વિષે સભાન બન્યા.

સંત સમાગમથી સામાન્ય જીવને પણ ઉત્તમ પ્રાપ્તિ થતી હોય તો આવા મુક્ત આત્મા અરજણના અંતરમાં સત્સંગનો ઉજાસ અનુભવાય તેમાં શી નવાઈ?

અરજણનો આત્મા ત્યારબાદ શ્રીજી મહારાજના સ્વરૂપમાં જોડાઈ ગયો અને સંતો પ્રત્યે પરિવારની ભાવના પ્રગટ થઈ, અરજણ જાણે સાવ બદલાઈ ગયો!

## સંતોનો સહવાસ

અરજણને હવે સંતોના દર્શન વિના ગમતું નથી. અમરેલીના દિવ્ય અનુભવો અને કથાવાર્તાને વાગોળતો અરજણ વાંકિયાથી મનોમન ગુણાતીતાનંદ સ્વામી પાસે પહોંચી જતો. જૂનાગઢ ઘણું દૂર હોય, તેથી શ્રીજી મહારાજને પ્રાર્થના કરતો કે, 'હે મહારાજ! મને જલ્દી જલ્દી સ્વામી પાસે લઈ જાવ!'

શ્રીજીએ પ્રાર્થના સાંભળી હોય તેમ એક દિવસ જૂનાગઢથી કોઈ હરિભક્ત વાંકિયા પધાર્યા અને મંદિરમાં સૌ હરિભક્તોને ગુણાતીતાનંદ સ્વામીનો સંદેશો કહી સંભળાવ્યો કે 'જૂનાગઢમાં સંતોના નિવાસ માટે મોટી ધર્મશાળા બનાવીએ છીએ, તેમાં સેવા કરનારાની જરૂર હોય તેથી જૂનાગઢ આવો.'

આવો સ્નેહ સંદેશ સાંભળીને અરજણ તો હરખઘેલો થઈ ગયો. મંદિરેથી રાત્રે ઘેર ગયો, એને મનમાં ગુણાતીતાનંદ સ્વામી યાદ આવ્યા કરે. પિતાને કેમ પૂછવું? રજા કેમ લેવી? વગેરે વિચારો કરતો અરજણ પોઢી ગયો.

રાત્રે સ્વપ્નમાં ગુણાતીતાનંદ સ્વામીએ અરજણને જૂનાગઢ આવવા આદેશ આપ્યો. સવારે હિંમત રાખીને અરજણે પિતા પાસેથી જૂનાગઢ જવાની રજા મેળવી લીધી. જાણે સ્વામી બોલાવી રહ્યા છે એમ માનીને વાંકિયા ગામના અન્ય યુવાનો અને વડીલ હરિભક્તો સાથે અરજણ પણ જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરમાં સેવા માટે પહોંચી ગયો.

સંવત્ ૧૯૨૦ની સાલ હતી. જૂનાગઢ મંદિરની જૂની ધર્મશાળા જર્જરિત થઈ ગઈ હતી અને સંતોને રહેવા મટે ઘણી સંકડાશ પડતી હતી તેથી ગુણાતીતાનંદ સ્વામીએ આ જૂની ધર્મશાળાના સ્થાને જ ત્રણ ખંડની વિશાળ ધર્મશાળા બનાવવાનો પ્રારંભ કર્યો. ગામડે ગામડેથી હરિભક્તો સેવા માટે આવતા હતા. એમાં અરજણ પણ જોડાઈ ગયો.

ખેડૂતનો દીકરો હોવાથી શરીરે ખૂબજ બળવાન અરજણ સેવા કરતા થાકતો જ નહિં. રાત્રિ-દિવસ ધર્મશાળાની સેવામાં લાગ્યો રહેતો. સવાર-સાંજ કથાવાર્તાનો સૌ લાભ લેતા અને દિવસ દરમિયાન ગિરનારના જંગલોમાં જઈને લાકડા કાપીને મંદિરમાં લાવતા. આ રીતે સૌ સેવા કરી સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીનો રાજીપો મેળવતા હતા.

એ સમયમાં જૂનાગઢ મંદિરમાં એક મહાન ભક્તરાજ હતા. કેશવભગત એમનું નામ હતું. સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી કેશવ ભગત મંદિરની દેખભાળ અને આવતા-જતા હરિભક્તોની સંભાળ અને સેવાના આયોજનોની કામગીરી બજાવતા. તેઓ દરેકને કામકાજ સોંપતા અને સ્વામીની આજ્ઞા પ્રમાણે સમગ્ર મંદિરની વ્યવસ્થા સંભાળતા.

કેશવ ભગત ખૂબજ તપસ્વી અને વૈરાગ્યવાન ભક્ત હતા. અરજણ કેશવ ભગતના યોગમાં આવ્યા. કેશવ ભગત અરજણની સેવા કરવાની રીત જોઈને રાજી થતા અને એમની આગળ ત્યાગ-વૈરાગ્યની વાતો કરતા.

અરજણ બધા સેવાકાર્યો ઉત્સાહથી અને ઝડપથી પૂરા કરતા. અરજણની સેવા કરવાની શ્રદ્ધા, આવડત, કાર્યની સૂઝ-બુઝ તેમજ શાંત સ્વભાવ જોઈને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી તેમજ અન્ય સંતો-હરિભક્તો ખૂબ જ રાજી થતા. સેવા, સંત સમાગમ અને ભજન-સ્મરણ આ ત્રણેયનો ત્રિવેણી સંગમ અરજણને ત્યાગ-વૈરાગ્યમય જીવનની પ્રેરણા આપી રહ્યો હતો.

અરજણ હવે સંતોથી સુપરિચિત રહેવા લાગ્યો તેમજ સંતો પણ વાંકિયા ગામના અરજણની મુમુક્ષુતાને પારખી ગયા હતા તેથી જ્યાં જ્યાં સેવા, સમાગમ, ઉત્સવના આયોજનો હોય ત્યાં ત્યાં અરજણને બોલાવતા અને અરજણ પણ સંતોના આમંત્રણની રાહ જોતો.

## સદ્‌ગુરુના આશીર્વાદ

સ્વામિનારાયણ મંદિર-બગસરાના નૂતન મંદિરની મૂર્તિપ્રતિષ્ઠા પ્રસંગે સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી સંતમંડળ સાથે બગસરા પધાર્યા હતા. મંદિર નિર્માણ, મૂર્તિ પ્રતિષ્ઠા અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના દર્શન સમાગમનો લાભ લેવા આજુબાજુના ગામડાંના સત્સંગીઓ પહોચી ગયા. વાંકિયા ગામથી

સાથે અરજણ પણ દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. સ્વામી અરજણ સામું જોઈ રહ્યા ત્યારે દેવરાજબાપા ઠુંમર બોલ્યા, 'સ્વામી! આ અરજણને આશીર્વાદ આપો, એની બુદ્ધિ જાડી છે, માટે કૃપાદૃષ્ટિ કરો તો કાંઈક ભણે ગણે અને આગળ વધે!'

આવી વાત સાંભળીને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી મંદ મંદ હસવા લાગ્યા અને રાજીપો વરસાવતા હોય તેમ અરજણના મસ્તક ઉપર હાથ મૂકીને બોલ્યા, 'આ અરજણ તો બહુ મોટા અનુભવી થશે, એ તો અમારી પાસેથી બ્રહ્મવિદ્યા ભણ્યા છે, એટલે બધું ભણી ગયા!'

સ્વામીના અંતરના આશીર્વાદ પામીને અરજણ ધન્યતા અનુભવવા લાગ્યો અને બ્રહ્મવિદ્યાના મનનમાં ડૂબી ગયો. મોટા પુરુષોના આશીર્વાદથી અંતરના દ્વાર ઉઘડી ગયાં અને અરજણના અંતરમાં સંસાર પ્રત્યે તીવ્ર વૈરાગ્ય પ્રગટ થયો. એ સમયે અરજણની ઉંમર ૧૬ વર્ષની હતી.

વગેરે હરિભક્તો પણ બગસરા આવ્યા. સાથે અરજણ જેવા હરિભક્તો પણ હતા. બધા બે ત્રણ દિવસ રોકાયા. મહોત્સવનો લાભ લીધો, ખૂબ સેવા કરી અને સ્વામીની કથાવાર્તા સાંભળીને ધન્ય બન્યા.

મહોત્સવની પૂર્ણાહુતિ થઈ ત્યારે બધા હરિભક્તો સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીને દંડવત્ પ્રણામ કરી પોત પોતાને ગામ જવા લાગ્યા. ત્યારે દેવરાજબાપા

## મને સ્વપ્ને ન ગમે સંસાર

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના આશીર્વાદ, સમાગમ અને શ્રદ્ધાપૂર્ણ સેવાના ફળ સ્વરુપે અરજણનું મન સંસારના વ્યવહારમાં લાગતું નહિં, પરંતુ ગામડાંના રીત-રિવાજ પ્રમાણે પિતાએ અરજણના લગ્ન કરી દીધાં.

પિતાની પ્રતિષ્ઠા અને આકરા સ્વભાવ આગળ અરજણનું કાંઈ ઉપજ્યું નહિં.

અરજણ ઓગણીસ વર્ષની યુવાન વયે પરણ્યા હતા છતાં તેનું મન તો ત્યાગ વૈરાગ્યના વિચારોથી ભરેલું રહેતું. અરજણને છેલ્લા ચારેક વર્ષથી સાધુ થઈ જવાનો અને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના મંડળમાં રહેવાનો સંકલ્પ હતો, પરંતુ કોઈને કહી શકતો નહિં. માત્ર એક દેવરાજબાપા આગળ અરજણ પોતાના દિલની વાતો નિખાલસભાવે કહી દેતા. અનુભવી દેવરાજબાપા એની વૈરાગ્યવૃત્તિને પોષતા અને ધીરજ રાખવાનું કહેતા.

અરજણને સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના કથાવાર્તાના શબ્દો વારંવાર યાદ આવતા. 'આ મનુષ્યનો જન્મ તો ભગવાનને ભેટવા મળ્યો છે. અનંત જન્મોથી આ જીવ ભટકતો આવ્યો છે. હજુ ભગવાન નહિં ભજાય તો કૂતરા, બિલાડા અને ગધેડાના અવતાર આવશે, માટે આ જન્મ છેલ્લો કરી લેવો, આ દેહથી હરિભક્તિ કરીને એક મોક્ષ સુધારી લેવો.' આવા સત્સંગ ચિંતનથી અરજણના અંતરમાં સાધુ થઈ જવાનો સંકલ્પ પ્રબળ થઈ જતો. પરંતુ કુટુંબમાં ઘણી જ પ્રતિકૂળતાઓ હતી. અરજણ ઘેરથી ભાગી જવાના વિચારોમાં ખોવાઈ જવા લાગ્યો.

એક દિવસ વહેલી સવારે ઉઠીને કોઈને પૂછ્યા વિના અરજણ ભાગી નીકળ્યો. એના મનમાં મહારાજની રટ લાગી છે. 'જૂનાગઢ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીની પાસે પહોંચી જવું છે' એવા દૃઢ સંકલ્પ સાથે સવારથી ચાલ્યો તે સાયંકાળે આરતીના સમયે જૂનાગઢ મંદિરમાં પહોંચી ગયો. વાંકિયાથી જૂનાગઢ ૮૦ કિમી થાય. ૧૮ કલાક સતત ચાલીને અરજણ જૂનાગઢ મંદિરમાં પહોંચ્યો આરતીનાં દર્શન કર્યાં, સંતોને મળીને સ્વામી યોગેશ્વરદાસજી પાસે શાંતિથી બેઠો. સંસારથી કંટાળેલા અરજણને એવા સંતનો ભેટો થયો કે એના દર્શનથી જ શરીરનો અને સંસારનો થાક ઉતરી ગયો.

## સ્વામી યોગેશ્વરદાસજી

જૂનાગઢના જોગીઓની પરંપરામાં સ્વામી યોગેશ્વરદાસજી શ્રીજી મહારાજના દૃઢ ઉપાસક, સાક્ષાત્કારી સંત હતા. અરજણ સ્વામી યોગેશ્વરદાસજી પાસે રહીને સેવા-સમાગમ કરવા લાગ્યો. સ્વામીજીને અરજણના ત્યાગ-વૈરાગ્ય ભરેલા વિચારોની ખબર નહોતી. તેથી તેઓ અરજણને હરિભક્ત તરીકે સેવા ચીંધતા અને મહારાજના મહિમાની વાતો કરતા. સામાન્ય રીતે પરણ્યા પછી કોઈ સાધુ થાય નહિં તેથી સંતો પણ પરણેલા પ્રત્યે ત્યાગ વૈરાગ્યની અપેક્ષા ન રાખે, પરંતુ અરજણની વાત તો ન્યારી હતી.

એક દિવસ અરજણે પોતાના મનની વાત સ્વામી યોગેશ્વરદાસજી આગળ કહી સંભળાવી અને પોતે સાધુ થવા માટે અહીં સુધી ભાગીને આવ્યો છે એવી હકીકત જણાવી ત્યારે સ્વામીજીને અરજણની મુમુક્ષુતા અને વૈરાગ્યવૃત્તિ પ્રત્યે ખૂબ જ આદર થયો.

સંત હોય તે મુમુક્ષુને ઓળખે. સંત હોય તે જ સાધકનું પોષણ કરે. આવું સત્સંગનું પોષણ માત્ર વાતોથી નથી થતું, એ તો વર્તનથી જ પ્રગટે.

યોગેશ્વરદાસજી સ્વામી એવા શુદ્ધ વર્તનવાળા સંત હતા, તેમણે અરજણની મુમુક્ષુવૃત્તિને પારખીને તેને બળ પ્રેર્યું. ઓગણીસ વર્ષના યુવાન અરજણને આ સંતની સાધુતાનો સ્પર્શ થયો અને આદર્શ સંતવર્યના સમાગમથી અરજણ ધન્યતા અનુભવવા લાગ્યો.

## વાંકિયાથી જૂનાગઢની પદયાત્રા

અરજણના પલાયન બાદ વાંકિયા ગામમાં વાતો થવા લાગી. કામગરો અને કહ્યાગરો છોકરો આમ ભાગી જાય તે સારું ન કહેવાય.

પિતા કાળાભાઈને પણ આશ્ચર્ય થયું. કારણ કે અરજણ ક્યારેય પિતાને પૂછ્યા વિના બહારગામ જતો નહિં. તેમજ ઘરકામ અને ખેતીકામમાં ખૂબ જ મહેનતુ હતો તેથી પિતાની મુંઝવણ વધી ગઈ.

'ભક્તિભાવ ધરાવતો અરજણ કદાચ સાધુ થવા જૂનાગઢ તો નહિં ચાલ્યો ગયો હોય ને!' આમ વિચારી પિતા કાળાભાઈ જૂનાગઢ સ્વામિનારાયણ મંદિરે પહોંચ્યા. અરજણને મંદિરમાં જોયો એટલે એમણે રાહતનો દમ લીધો. અરજણને મળ્યા અને ઘેરથી શા માટે પૂછ્યા વિના જતો રહ્યો? વગેરે પૂછપરછ કરી.

અરજણની ઈચ્છા સાધુ થઈ જવાની છે, એવું જાણીને પિતા કાળાભાઈ ખૂબ જ અકળાયા અને અરજણને ઘર-કુટુંબની જવાબદારી તેમજ કુટુંબની પ્રતિષ્ઠાની વાતો કરી, પરંતુ અરજણની મક્કમતા જોઈને કાળાભાઈ સ્વામી યોગેશ્વરદાસજીને મળ્યા અને અરજણને સમજાવવા વિનંતી કરી.

અરજણના પિતાનું મન દુઃખી જોઈને સ્વામી યોગેશ્વરદાસજીએ અરજણને સમજાવીને તેના પિતા સાથે ઘેર જવા કહ્યું. અરજણનું મન માન્યું નહિં પરંતુ સ્વામીજીની આજ્ઞા થતાં પિતા સાથે જુનાગઢથી વાંકિયા જવા નીકળ્યા. એ સમયે વાહનોની વ્યવસ્થા નહોતી તેથી ચાલીને જ જવાનું હતું. બન્ને જણ સવારે ચાલતા થયા. સાંજનો સમય થવા આવ્યો હતો. વાંકિયા ગામ એક માઈલ દૂર હતું ત્યારે બાબાપુર ગામને પાદર શેત્રુંજી નદીના પટમાં પિતા-પુત્ર થોડીવાર વિશ્રાંતિ લેવા બેઠા. પિતા કાળાભાઈ શૌચવિધિ માટે ગયા ત્યારે ફરી એકલા પડેલા અરજણે જૂનાગઢ તરફ પવનવેગે પ્રયાણ કર્યું. આખી રાત્રિ પગપાળા ચાલીને અરજણ પુનઃ જૂનાગઢ પહોંચ્યો.

નદીના કિનારે પાછા ફરેલા કાળાભાઈએ જોયું તો અરજણ દેખાયો નહિં એટલે વિચાર કર્યો કે થાક્યો પાક્યો ઘેર પહોંચી ગયો હશે પરંતુ ઘેર આવીને જોયું તો અરજણ ઘેર પહોંચ્યો નથી.

પિતા કાળાભાઈને અરજણ ઉપર અતિ ક્રોધ ઉપજ્યો અને આવેશમાં આવીને સદાય પોતાના હાથમાં રાખતા તે ડાંગ (લાકડી) જોરથી પછાડી અને આવેશમાં આવીને બોલી ઉઠ્યા, 'ધ્યાન રાખજે અરજણિયા! હું જોઉ છું તું સાધુ કેમ થાય છે? મારા કુળની આબરૂ તારે ધૂળમાં મેળવવી છે?' લાકડીના બે ટુકડા થઈ ગયા. એમની ગર્જના અને ગુસ્સાથી સાંભળેલા બરાડાથી ઘરના માણસો પણ ડરી ગયા.

અરજણ ઉપર કોપાયમાન થયેલા કાળાભાઈ જૂનાગઢથી ૩૦ ગાઉ જેટલું અંતર પગે ચાલીને આવ્યા હતા તેથી જમીને સૂઈ ગયા અને બીજા દિવસે વહેલી

સવારે ઉઠીને ફરી જૂનાગઢના પંથે પડ્યા. સાંજે ફરી જૂનાગઢ પહોંચી ગયા. અરજણને ખૂબ ઠપકો આપ્યો અને સ્વામી યોગેશ્વરદાસજીનો પણ અરજણના લગ્નજીવનની અને પોતાના પ્રતિષ્ઠિત કુટુંબની વિગતવાર વાતો કરી.

સ્વામીજીએ ધીરજથી આખી હકીકત જાણી અને કાળાભાઈને કહ્યું, 'અરજણને સાધુ કરી દેવાનો અમારો કોઈ ઈરાદો કે દુરાગ્રહ નથી તેથી તમે એને સમજાવીને ઘેર લઈ જાવ અને સાચો વૈરાગ્ય થયો હશે તો તમે ગમે તેટલા પ્રયત્નો કરશો તો પણ ઘરમાં નહિં ટકે. અરજણને પણ સ્વામીએ પિતાની આજ્ઞા માનવા સમજાવ્યો તેથી અરજણ પિતા સાથે ફરીથી પોતાના ઘેર આવ્યો.

આ રીતે પિતા-પુત્ર વચ્ચે વાંકિયાથી જૂનાગઢ અને જૂનાગઢથી વાંકિયાની પદયાત્રા હરિફાઈ ચાલતી રહી. અરજણ પગે ચાલીને જૂનાગઢ જતો રહે. પંદર દિવસ કે મહિનો મંદિરમાં રહે, તેમાં અચાનક એના પિતા તેડવા આવે અને તેની સાથે ફરી વાંકિયા ગામે પધારે.

બે ત્રણ મહિના થાય, ત્યાં ફરી અરજણ ઘેરથી ભાગે અને જૂનાગઢ પહોંચી જાય. આ રીતે પિતા પુત્રમાંથી કોણ કંટાળે છે કે થાકે છે? તેની બન્ને રાહ જોવા લાગ્યા.

અરજણ અને તેના પિતા બન્ને ભારે શકિતશાળી અને કસાયેલા પડછંદ શરીર ધરાવતા હતા. બન્ને ખૂબ જ મહેનતુ હતા. જૂના જમાનાની રીત પ્રમાણે બન્ને પોતાના હાથમાં કડીવાળી ડાંગ રાખતા તેથી અન્ય લોકો એમનાથી ડરતા રહેતા. એક વખત અરજણે એકલાએ એક ગાડુ માથે ઉપાડીને એક બાજુ મૂકી દીધું હતું. આવી ભીમસેન જેવી તાકાત ધરાવતા છતાં નમ્ર અને વિવેકી એવા પુત્ર પ્રત્યે કયા બાપને સ્નેહ અને મમત્વ ન થાય?

સાત-સાત વર્ષ સુધી અરજણના પિતા જૂનાગઢના આંટા ફેરા કરતા રહ્યા, પરંતુ અરજણના દઢ સંકલ્પ અને ત્યાગ-વૈરાગ્યમય વિચારોથી તેને કોઈ ચલાયમાન કરી શક્યા નહિં. વર્ષોથી પિતા પુત્રની હરિફાઈને જોઈ રહેલા સ્વામી યોગેશ્વરદાસજી પણ અરજણની સમજણ અને સ્થિરતા જોઈને ખૂબ રાજી થયા.

## કલ્યાણભાઈનો સમાગમ

એક વખત ઘેરથી જૂનાગઢ તરફ જઈ રહેલા અરજણને વિચાર આવ્યો કે આ વખતે કોઈ અજાણ્યા સ્થળે જતો રહું તો પિતા મને શોધી ન શકે અને મારે પણ શાંતિથી ભજન થાય. આવા વિચારો સાથે જૂનાગઢ પહોંચીને એણે સ્વામી યોગેશ્વરદાસજીને વાત કરી. ત્યારે સ્વામીજીએ પણ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના કૃપાપાત્ર અને સ્થિતિવાળા એકાંતિક ભક્તરાજ કલ્યાણભાઈને અરજણને ગુપ્ત રીતે રાખવા ભલામણ કરી. અરજણ વંથલી આવ્યો. અહીં એને કલ્યાણભાઈનો સત્સંગ પ્રાપ્ત થયો.

વંથલીમાં અરજણ છ મહિના ગુપ્ત રીતે રોકાયો અને કલ્યાણભાઈ સાથે દરરોજ સત્સંગ-કથાવાર્તાનો ખૂબ લાભ લીધો.

વંથલી ગામના કલ્યાણભાઈ સત્સંગ પ્રત્યે આત્મબુદ્ધિ ધરાવનારા અને સમાધિનિષ્ઠ ભક્ત હતા. તેઓ દરરોજ અરજણને શ્રીજી મહારાજના લીલા ચરિત્રોની અને મહિમાની ખૂબ વાતો કરતા. અરજણ પણ અતિશય શ્રદ્ધાળુ સેવકની જેમ જ એમની વાતો સાંભળતો અને કલ્યાણભાઈ જે સેવા બતાવે તે કરતો.

મોડી રાત સુધી કથાવાર્તા થાય તો પણ વહેલી સવારે ચાર વાગ્યે ઉઠીને અરજણ દરરોજ કલ્યાણભાઈને કંઠસ્થ કીર્તનો, પ્રકરણો સંભળાવે. આખો દિવસ ખેતીકામમાં મદદ કરે.

આ રીતે વંથલીમાં કલ્યાણભાઈના સમાગમથી અરજણની સત્સંગ નિષ્ઠા વધારે દઢ થઈ અને હવે અરજણ પરિપક્વ અનુભવી ભક્ત બની ગયા. તેથી હવે આપણે અરજણને 'પાર્ષદ અરજણ ભગત' સંજ્ઞાથી જ ઉલ્લેખ કરીશું.

# વડતાલ મંદિરની સેવામાં

ત્યાગાશ્રમીને નવરા રહેવાનો નિષેધ ફરમાવેલો છે. 'ભજન ભક્તિ અને સેવા કર્યા વિના ઘડીભર પણ વ્યર્થ સમય જવા દેવો નહિં.'

શ્રીજી મહારાજના આ સિદ્ધાંતને પોતાના જીવનમાં અપનાવીને સૌ કોઈ સેવા કરવામાં જ પોતાના અહોભાગ્ય સમજતા હતા.

અરજણ ભગત ઘણા જ સેવાભાવી અને મુમુક્ષુ હતા. તેથી ખૂબજ શ્રદ્ધાથી દરેક પ્રકારની સેવા કરતા રહેતા.

અરજણમાંથી પાર્ષદ અરજણ ભગત બની ગયેલા આ મુમુક્ષુના પિતા કાળાભાઈ વારંવાર જૂનાગઢ આવીને તપાસ કરે, પરંતુ અરજણ ક્યાંથી મળે? કેટલાય લોકોની પૂછપરછ કરી પણ અરજણના કોઈ સમાચાર મળ્યા નહિં તેથી તેઓ થાકીને પોતાને ઘેર જતા રહ્યા.

પાર્ષદ અરજણ ભગતને પણ વિચાર આવે કે જો પિતાને ખબર પડી જશે તો વંથલી આવીને મને ઉપાડી જશે. માટે જો અહીંથી કોઈ દૂરના સ્થળે જતો રહું તો પછી કોઈને મારા સમાચાર નહિં મળે.

આવો વિચાર કરીને અરજણ ભગત જૂનાગઢ આવ્યા અને સ્વામી યોગેશ્વરદાસજીનીઆજ્ઞા લઈને તેઓ વડતાલ ગયા. આ સમયે અરજણની ઉંમર ૨૪ વર્ષની હતી. સંવત્ ૧૯૩૦ની સાલમાં અરજણ ભગત વડતાલ પધાર્યા ત્યારે વડતાલ ધામ વિદેશ જેવું ગણાતું.

અતિશય મહિમાબુદ્ધિથી વડતાલ આવેલા અરજણ ભગત મોટા સંતોની આજ્ઞા મુજબ સેવામાં જોડાઈ ગયા.

સંસાર પ્રત્યે વૈરાગ્ય થાય ત્યારે સંસારથી છૂટાય, પરંતુ સંસારથી છૂટ્યા પછી સત્સંગમાં જોડનારા સંત કે સેવા ન મળે તો મુમુક્ષુ ભટકી જાય માટે સંપ્રદાયની જૂની રીત પ્રમાણે મંદિરમાં નિવાસ કરનારા નાના મોટા સૌ સંતો, પાર્ષદો પોતાની યોગ્યતા અને આવડત પ્રમાણે સેવામાં જોડાઈ જતા.

મોટેરા સંતો બધાને સત્સંગ ભજનની પ્રેરણા આપીને સેવામાં જોડી દેતા. શ્રીજી મહારાજે પણ

એ સમયમાં વડતાલ ધામમાં હજાર ઉપરાંત સાધુ બ્રહ્મચારી પાર્ષદો નિવાસ કરતા હતા. આ બધાની રસોઈ એક જ રસોડામાં થતી.

દરરોજ જેટલા અનાજનો લોટ જોઈએ તેટલું અનાજ દળવાની મોટી ઘંટી મંદિરમાં રાખી હતી. તે ખૂબ જ મોટી હોવાથી તેને ઘંટ કહેતા.

અરજણ ભગત આખો દિવસ અનાજ દળવાની સેવા કરતા. સાથે ભજન કીર્તન તેમજ અન્ય સેવા ચાલુ જ હોય.

અરજણ ભગતનું શરીર મજબૂત હતું. એ પોતે ભારે શ્રદ્ધાવાન હોવાથી શરીરની પરવા કર્યા વિના કઠિનમાં કઠિન શ્રમભરી સેવાઓ કરતા. સંતો તેમજ પાર્ષદો અરજણ ભગતની નિષ્કામ સેવાથી રાજી થતા અને એમની પ્રસંશા કરતા.

પાર્ષદનું જીવન એટલે કેળવણી પામવાનો ઉત્તમ સમય. જ્યાં સુધી ધોળે લુગડે પાર્ષદ વેષમાં હોય ત્યાં સુધી નમ્રતા, નિર્માનીભાવ અને સેવા કરવાની શ્રદ્ધા વિશેષ હોય તેથી જેવા ગુરુ મળે એવી કેળવણી પાર્ષદને મળી જાય. એવી સત્સંગની આપણી જૂની રીત છે.

સાધુ થયા પછી અર્થાત્ ભગવા વસ્ત્ર ધારણ કર્યા પછીનું જીવન જપ-તપ-ભજન-ધ્યાન-કથાવાર્તાનું વિશેષ હોય છે. તેથી જે વધારે શ્રદ્ધાળુ હોય તેનો ઉછેર ખૂબ સરસ થઈ જાય છે.

અરજણ ભગત વડતાલમાં રહીને સત્સંગની સેવા સાથે ઉત્તમ રીતભાત પણ શીખ્યા.

## પમા ભગતની સેવા અને રાજીપો

સેવાભાવી સેવક સૌને ગમે. નિર્માનીભાવ અને શ્રદ્ધાથી સેવા કરે તેના પર સૌ રાજી થાય. અરજણ ભગતની નિષ્કામભાવની સેવાથી સૌની નજરમાં તેઓ વસી ગયા.

એ સમયમાં વડતાલમાં શ્રીજી મહારાજને મળેલા સંતો-પાર્ષદો હયાત હતા. તેમાં એક પમા ભક્ત નામના પાર્ષદ ખૂબ જ વૃદ્ધ થયેલા. ભગવદી અને સત્સંગની રીતભાતના આગ્રહી હોવાથી તેમની સેવામાં કોઈ લાંબો સમય રહેતું નહિં તેથી સેવકો બદલાતા રહેતા.

એક વખત આચાર્ય મહારાજ શ્રી ભગવદ્‌પ્રસાદજીના દર્શન કરવા માટે અરજણ ભગત ગયા ત્યારે મહારાજશ્રીએ અરજણ ભગત સામે જોઈને કહ્યું, 'ભગત! પમાભક્ત ખૂબ જ સારા એકાંતિક ભક્ત છે, એમની સેવામાં કોઈ રહેતું નથી તો તમે એમની સેવા કરશો?'

મહારાજશ્રીની આજ્ઞા થઈ એટલે અરજણ ભગત તો રાજી થઈ ગયા અને હા પાડી, એટલે આચાર્યશ્રીએ તેમને પમા ભક્તની સેવામાં રાખ્યા.

અરજણ ભગત ખૂબ જ ભાવથી પમા ભક્તની સેવા કરવા લાગ્યા. વૃદ્ધ અને અશક્ત શરીર હોવાથી તેમની પથારી, કપડાં, વાસણ સાફ કરવાં, સવારે સ્નાન, સમય અનુસાર ભોજનની સેવા તેમજ પગ દબાવી આપવા વગેરે સેવા ઘણા પ્રેમથી અરજણ ભગત કરતા.

શુદ્ધ હૃદયના ભાવથી કરેલી સમયાનુરુપ સેવાથી પમા ભક્ત ખૂબજ રાજી થતા. એક દિવસ તેઓ રાજીપો વ્યક્ત કરતા બોલ્યા, 'અરજણ! તે હૃદયના સાચા ભાવથી મારી સેવા કરી છે, હું તારા ઉપર ખૂબ રાજી થયો છું. મારી પાસે શ્રીજી મહારાજનાં ચરણારવિંદ અને બીજી શ્રીજી પ્રસાદીની વસ્તુઓ છે તેમાંથી તારે જે જોઈએ તે તું લઈ લે.'

અરજણ ભગતે કહ્યું, 'તમે ભગવદીય અને શ્રીજી મહારાજને મળેલા સેવક છો. તમે મારા ઉપર રાજી થયા એટલે મને બધું જ મળી ગયું. તમારા જેવા ભક્ત પ્રસન્ન થાય એથી વિશેષ મારા મનમાં કોઈ ઈચ્છા નથી. મહારાજની મૂર્તિ, ચરણારવિંદ, નખ, કેશ વગેરે પ્રસાદીની વસ્તુઓનાં દર્શન કરીએ, તેમની પૂજા કરીએ તેના કરતાં પણ વધારે તમારા જેવા ભક્તોની અને સંતોની રુચિ પ્રમાણે જીવન જીવીએ અને સેવા કરીએ એ મારે મન વિશેષ છે. નિષ્કામ સેવાથી મોક્ષ થાય તેવું મેં કથાવાર્તામાં સાંભળ્યું છે. હું તમારા રાજીપાથી પરમ શાંતિનો અનુભવ કરી રહ્યો છું.'

અરજણ ભગતની વિનમ્ર વાત સાંભળીને પમા ભક્ત ખૂબજ સંતોષ પામ્યા. પછી થોડા સમયમાં તેઓ અક્ષરધામમાં સિધાવ્યા.

અરજણ ભગતે તેમના અંતિમ શ્વાસ સુધી ખડે પગે સેવા કરી તેથી આચાર્ય મહારાજે પમા ભગતના વારસાની શ્રીજી પ્રસાદીની વસ્તુઓ સ્વીકારવાનો અરજણ ભગતને આગ્રહ કર્યો હતો પણ નિષ્કામી અરજણ ભગતે કોઈ વસ્તુ સ્વીકારી નહિં.

આ રીતે અરજણ ભગતની નિષ્કામ સેવા-ભાવના અને ઉત્તમ સમજણ જોઈને આચાર્ય શ્રી ભગવદ્‌પ્રસાદજી મહારાજ તથા વડતાલના મોટા મોટા સંતો તેમના પર ખૂબ જ રાજી થયા.

વડતાલમાં છ મહિના સુધી સેવા સમાગમ કરી સૌનો રાજીપો મેળવી અરજણ ભગત જૂનાગઢ આવ્યા.

## અદાલતનો આદેશ

પાર્ષદ અરજણ ભગત ભગવાનને ભેટવા માટે એક વર્ષ સુધી ગુપ્ત રહ્યા. છ મહિના વંથલીમાં કલ્યાણભાઈના યોગમાં અને છ મહિના વડતાલ પમા ભગતની સેવામાં વીતાવ્યા.

ભગતના આ એક વર્ષના ગુપ્તવાસની તેમના કુટુંબીજનોમાંથી કોઈને જાણ ન થઈ. આખરે એમના પિતા કાળાભાઈ બોદરને પણ શુભ વિચાર સ્ફૂર્યો કે 'આજે સાત વર્ષથી હું અરજણને ઘેર લાવવા પ્રયત્ન કરું છું છતાંય એ જરાય મનથી મોળો પડતો નથી અને હર વખત ૩૦-૩૦ ગાઉનો લાંબો પંથ પગપાળા કરીને થાકતો નથી. સગાં-સંબંધીઓનાં કડવા વેણ સાંભળીને પણ કંટાળતો નથી. પોતે ૨૫ વર્ષનો ખૂબજ શક્તિશાળી યુવાન છે ને ઘરમાં ગુણવાન સ્વરુપવાન પત્ની રાહ જોઈને બેઠી છે. છતાં તેના પ્રત્યે જરાય તેને મોહ નથી. અર્જુન જેવી ધીરજવાળો મારો અરજણ કોઈપણ બાબતમાં લોભાતો નથી. કોઈની શેહ શરમ કે લાગણીમાં દબાતો નથી. ધન્ય છે એની સમજણને!

શાબાશ છે એના વૈરાગ્યને, બલિહારી છે એની સેવા ભાવનાને! જેનો જીવ સાધુ સંતો અને ભગવાન સાથે જોડાઈ ગયો હોય, જેને પરમાત્માની સાચી લગની લાગી ગઈ હોય તેને મારા જેવો પામર જીવ ક્યાંથી પહોંચી શકે? માટે હવે ભલે એ સાધુ થઈ જાય. મારે હવે અરજણને રોકવો ન જોઈએ.

આમ પોતાના મનમાં નિર્ણય કરીને અરજણ ભગતના પિતા કાળાભાઈએ અરજણના સસરાને પોતાને ઘેર બોલવ્યા અને અરજણ વિષે બધી વાતો વિગતવાર કરી. પોતે અરજણને ઘેર પાછો લાવવા માટે જે જે ઉપાયો કર્યા હતા તેની પણ વિસ્તારથી સમજ આપી અને કહ્યું, 'હવે હું બધી રીતે હારી ગયો છું અને હવે કાંઇ કરી શકું તેમ નથી.' કાળાભાઈના આવા વેણ સાંભળીને અરજણના સસરા અકળાઈ ઉઠ્યા અને કાળાભાઈને ઠપકો આપતા હોય તેમ કહેવા લાગ્યા કે 'તમારા પરિવારમાં મારી દીકરી દુઃખી થાય એ તમને ન શોભે અને મને પણ ન શોભે. તમે એમ થાકી જાવ તે ન ચાલે. તમે જે સમજો તે પણ હું અરજણને પહોંચી વળીશ.'

અરજણના સસરા પણ સુપ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. મોટા મોટા અમલદારો અને અધિકારીઓ સાથે એમની સારી ઓળખાણ હતી. તેથી તેમણે અમરેલીના કેટલાક અમલદારોને મળીને વકીલ મારફત અરજણને એવી નોટીસ આપી કે 'તમે તમારી યુવાન પત્નીનું ભરણ પોષણ કરતા નથી ને સાધુ સંતોની સેવામાં જ રહો છો. માટે આથી તમને નોટીસ પાઠવવામાં આવે છે કે એક અઠવાડિયાની અંદર તમે તમારા ગુરુજી સાથે અમરેલીની કોર્ટમાં હાજર થઈ ન્યાયાધીશની રુબરુમાં આ બાબતના બધા ખુલાસા કરી જશો. જો આવવામાં મોડું થશે તો કોર્ટની કાર્યવાહી હાથ ધરવામાં આવશે તેની નોંધ લેશો.'

## આખરે સાધુ થવાની રજા મળી

અરજણ ભગત જૂનાગઢ મંદિરમાં સેવા અને ભજનમાં મસ્ત રહેતા. અચાનક અદાલતની નોટીસ આવી તેથી સ્વામી યોગેશ્વરદાસજીને મળ્યા. સ્વામીએ આ બાબતમાં વિચાર કરીને સ્વામી બાલમુકુંદદાસજીને જણાવ્યું કે 'આ અરજણ ભગત ઉપર અમરેલીથી ઉપાધિ આવી છે અને તમે તો સમર્થ છો તેમજ વ્યવહારકુશળ પણ છો તેથી તમે અરજણ ભગતની સાથે અમરેલી પધારો અને એમને સંસારની ઉપાધિમાંથી મુક્ત કરીને સાધુ બનાવીને તમારી સેવામાં રાખો.'

અરજણ ભગતને સાથે લઈને સ્વામી બાલમુકુંદદાસજી અમરેલી ગયા. ત્યાં અરજણના પિતા, એમના સસરા અને વકીલ આ બધા મળીને ન્યાયાધીશની પાસે કોર્ટમાં હાજર થયા. કોર્ટ કાર્યવાહી શરૂ થાય તે પહેલાં સ્વામી બાલમુકુંદદાસજીએ બધા સાથે ચેમ્બરમાં બેસીને વાટાઘાટો કરી.

સ્વામીજીએ પોતાની પ્રભાવશાળી વાણીમાં સૌને જણાવી દીધું કે, 'સાહેબ! આપની પાસે સ્ત્રીઓ અંગેના ઘણા કેસ આવ્યા હશે, પરંતુ સ્ત્રી ન જોઈએ એવો કેસ આવ્યો નહિં હોય.'

'આપણા પ્રાચીન સમયના રાજા મહારાજાઓ વૈરાગ્ય ઉત્પન્ન થતા રાજ્ય-લક્ષ્મી અને પરિવારનો ત્યાગ કરીને પ્રભુભજનમાં લાગી ગયાના ઘણા દાખલાઓ મળે છે. અત્યારે પણ કેટલાક પરણેલા પુરુષો અંગત અણગમાના કારણે અથવા વ્યવહાર સંબંધી મુશ્કેલીઓને કારણે પોતાની પરણેલી પત્નીને પણ તેડતા નથી તેમજ અણગમતા જમાઈને પણ કોઈ પિતા પોતાની કન્યા સોંપતા નથી.'

'સંસાર-વ્યવહારમાં આવા અનેક બનાવો બન્યા જ કરે છે, તેમાં આ અરજણની વાત અનોખી છે. પૂર્વ સંસ્કારના બળે એના અંતરમાં ભારે વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એટલે તો આજે સાત સાત વર્ષથી એ ઘર સાથે શાંત લડાઈ લડી રહ્યો છે. એના પિતા કાળાભાઈ આ બાબત સારી રીતે સમજે છે. તેથી હવે આ બાબતમાં વધારે દુરાગ્રહ રાખવા જેવું નથી. કારણ કે જો હવે એ ભભૂતિ ચોળીને કોઈ અજાણ્યા દૂર પ્રદેશમાં ભાગી જશે તો ક્યાંય પત્તો નહિં લાગે. માટે એને સુખેથી ભજન-ભક્તિ કરવા માટે રજા આપો.'

'અરજણ અમારી પાસે મંદિરમાં રહેશે તો તમો સૌ એને જ્યારે મળવું હશે ત્યારે મળી શકશો. જેનું હૃદય ભગવાનના રંગે રંગાઈ ગયું હોય તેને રોકવામાં કોઈ ડહાપણ નથી. અમારી વાત માનશો તો સૌને સુખ શાંતિ થશે, નહિંતર ભવિષ્યમાં ખૂબ જ પસ્તાવું પડશે. સાવ નાની બાબતને મોટું રૂપ આપીને આપણે આપણું ધાર્યું કરીએ તો એમાં કોઈનું ભલું થવાનું નથી. આપ સૌ ડાહ્યા અને સમજદાર છો, માટે અમારી વાત ધ્યાનમાં લઈને આજે જ આ કલેશની પૂર્ણાહુતિ કરી નાખો.'

સ્વામી બાલમુકુંદદાસજી ઉપરોક્ત હિતકારી વાણી ઉચ્ચારીને મંદિરે પધાર્યા. સ્વામીજીની પ્રભાવશાળી

વાતો સાંભળીને બધા ખૂબ જ પ્રભાવિત થયા અને ત્યારબાદ સૌએ શાંતિથી સ્વામીજીનાં વચનો વિષે ચર્ચા કરી. આખરે આ કેસ અને કલેશને ત્યાં જ પૂરો કરી દેવા સુખદ સમાધાન કર્યું અને અરજણ ભગતને સાધુ થવાની સૌએ રજા આપી.

જે ભગવાનના માર્ગે ચાલે તેને વિઘ્નો તો જરૂર આવે, પરંતુ શ્રદ્ધાવાન થઈને મંડ્યો રહે તો ભગવાન અને સંતો જ તેમાંથી માર્ગ કાઢી આપે, કારણ કે સૌના અંતરમાં પરમાત્મા શ્રીહરિ અખંડ બિરાજે છે. જો કોઈ સાચો થઈને સમર્પિત બની જાય તો અરજણ ભગતની જેમ ઉપાધિઓ ઓળંગીને સર્વ રીતે સુખીયો બની જાય.

અરજણ ભગતનો માર્ગ નિર્વિઘ્ન બન્યો અને જૂનાગઢ આવીને સૌને વાત કરી. સ્વામી યોગેશ્વરદાસજી પણ ખૂબ રાજી થયા.

## ભાગવતી દીક્ષા

વડતાલ ધામમાં દર વર્ષે રામનવમીનો સમૈયો ધામધૂમથી ઉજવાય છે. આ સમૈયામાં નવા મુમુક્ષુને તેના ગુરુની ઈચ્છા અનુસાર આચાર્ય મહારાજશ્રી ભાગવતી દીક્ષા આપે છે.

વિક્રમ સંવત્ ૧૯૩૧ની સાલમાં સ્વામી બાલમુકુંદદાસજી પોતાના મંડળના સંતો અને અરજણ ભગતને સાથે લઈને વડતાલ પધાર્યા. રામનવમીના સમૈયામાં વૈદિક વિધિ સાથે તત્કાલીન આચાર્ય મહારાજશ્રી ભગવદ્પ્રસાદજી મહારાજના વરદ હસ્તે અરજણ ભગતને ભાગવતી દીક્ષા આપવામાં આવી અને 'સાધુ નારાયણદાસજી' એવું નામ ધારણ કરાવ્યું.

સાધુ દીક્ષા એ મનુષ્ય જન્મની ઉત્તમ ઉપલબ્ધિ છે. કારણ કે ભગવાનના સાક્ષાત્કાર માટે જ માનવ જન્મ મળે છે. તેને કેવળ ભોગ ભોગવવામાં વેડફી નાખવો એ પશુતા છે.

સાધુ નારાયણદાસજીએ દીક્ષા લીધી. સૌપ્રથમ વડતાલ ખાતે મંદિરમાં શ્રીજી સ્થાપિત શ્રી હરિકૃષ્ણ મહારાજને એકાવન દંડવત્ પ્રણામ કર્યા, પછી પોતાના ગુરુ સ્વામી બાલમુકુંદદાસજીની આજ્ઞાથી દરેક મોટા સંતોના દર્શન કરવા ગયા. શ્રીજી મહારાજના સમકાલીન નંદ સંતોમાંથી અદ્‌ભૂતાનંદ સ્વામી વગેરે નંદ સંતોને પણ દંડવત્ પ્રણામ કરીને સૌના શુભાશીર્વાદ લીધા.

થોડા સમય પહેલાં પોતે પાર્ષદ તરીકે વડતાલમાં છ મહિના રહ્યા હતા અને સેવા કરીને સૌને રાજી કર્યા હતા એટલે સૌ સંતો એમને સાધુ થયેલા જોઈને ખૂબ રાજી થયા. ત્યારબાદ સ્વામી બાલમુકુંદદાસજી સંતમડંળ સાથે ડભાણ, જેતલપુર, અમદાવાદ, મૂળી વગેરે સત્સંગના પ્રસિદ્ધ ધામોમાં દર્શન કરતા કરતા ગઢડા થઈને જૂનાગઢ પધાર્યા.

## સાધુ જીવનની કેળવણી

કોઈપણ મુમુક્ષુ ત્યાગાશ્રમી દીક્ષા ગ્રહણ કરે ત્યારબાદ તરત તેની સાધુ જીવનની રીતભાત શીખવાની શરુઆત થાય. ગુરુઓ અને વડીલ સાધુઓ નવા આગંતુકને હિતકારી ઉપદેશ અને પ્રત્યક્ષ અનુભવો આપીને કેળવે એવી સત્સંગની પ્રણાલિકા છે.

નારાયણદાસજી સ્વામીને પ્રારંભમાં જૂનાગઢ ખાતે સ્વામી યોગેશ્વરદાસજી અનો સ્વામી બાલમુકુંદદાસજી દ્વારા સાધુ જીવનની શિક્ષા-દીક્ષાનો લાભ મળ્યો.

એક દિવસ સ્વામી યોગેશ્વરદાસજીએ આ નવા સાધુ નારાયણદાસજીને પાસે બેસાડીને કહ્યું, 'સાધુરામ! સાધુ દીક્ષા સ્વીકારી ભગવા કપડાં પહેરી સાધુ થયા એટલે આપણા ઉપર ઘણી મોટી જવાબદારી આવે છે.

આ દીક્ષાનો અર્થ એવો થાય છે કે શ્રદ્ધાપૂર્વક, શૂરવીરતાથી, પ્રામાણિક રીતે સ્વીકારેલા મોક્ષદાયક નિયમોના પાલન કરવાની દૃઢ પ્રતિજ્ઞા.'

'જે પોતાનો અને બીજાનો મોક્ષ સિદ્ધ કરે તે સાધુ કહેવાય. સાધુ એટલે ભગવાનનું કામ કરનાર સાચો સેવક. જે સેવક હોય તે ક્યારેય દેહના સુખની ઈચ્છા ન કરે.'

'મારા પ્રભુ રાજી થાય એ જ એનું ધ્યેય હોય. ધર્મ નિયમો પાળીએ અને રાગદ્વેષથી રહિત થઈએ તો ભગવાન રાજી થાય. માટે હે સાધુરામ! આજથી અમે કહીએ તેટલા નિયમો ધારણ કરો.'

સ્વામી યોગેશ્વરદાસજીના હિતકારી કૃપાવચનો સાંભળીને સાધુ નારાયણદાસજી બે હાથ જોડીને નમસ્કાર કરીને નિયમ ધારવા તત્પર થયા અને બોલ્યા કે, 'સ્વામી આજે આપ જે નિયમો આપશો તે હું આજીવન ધારણ કરી રાખીશ.' નારાયણદાસજી સ્વામીની નમ્રતા સાથે તત્પરતા જોઈને સ્વામી યોગેશ્વરદાસજીએ તેમને ચાર નિયમો આપ્યા.

૧. ખાંડ સાકરમાંથી બનેલું મિષ્ટાન ખાવું નહિં. (રસના વિજય)

૨. બાર મહિનાની એકાદશીઓના નકોરડા ઉપવાસ કરવા. (સાત્ત્વિક તપ)
૩. કથાવાર્તા, ધૂનકીર્તન, નિત્યનિયમ કર્યા પછી દરરોજ રાત્રિના અગિયાર વાગ્યા સુધી સત્સંગના ગ્રંથો વાંચવા અને માળા ફેરવવી. (સ્વાધ્યાય)
૪. ગામડાંમાં ફરવા જવું ત્યારે ગાડામાં બેસવું નહિં અને હંમેશા જાત મહેનતથી એક પછી એક સેવાકાર્યો કરતા રહેવું. (સત્સંગ-સેવા)

સદ્‌ગુરુ સત્‌શિષ્યનું ઘડતર કરી શકે છે. નારાયણદાસજી સ્વામીનું પ્રારંભિક સાધુ જીવન સ્વામી યોગેશ્વરદાસજીના સાન્નિધ્યમા ઘડાયું.

સ્વામી યોગેશ્વરદાસજી સાચા સંત હતા. સ્વધર્મનિષ્ઠ અને પ્રભાવશાળી હતા.

મયૂરનો કંઠ જેમ સતત ચાલતો હોય તેમ સ્વામીના કંઠમાં અખંડ નામસ્મરણ ચાલુ રહેતું.

તેઓ વચનામૃતના ઊંડા અભ્યાસી હતા. વચનામૃતના શબ્દોનું ચિંતન-મનન કરીને તેનું સૂક્ષ્મ રહસ્ય સમજેલા અને બીજાને સમજાવવા તેમજ એ પ્રમાણે વર્તવામાં અને બીજાને વર્તાવવામાં સદાય તત્પર અને ભારે આગ્રહી સંત હતા.

સ્વામી યોગેશ્વરદાસજીની દ્રઢ માન્યતા હતી કે 'જે સર્વસ્વનો ત્યાગ કરે તે ત્યાગી કહેવાય. પરંતુ જો તેણે ઈન્દ્રિયો ઉપર વિજય ન મેળવ્યો હોય તો તેનો ત્યાગ વ્યર્થ બની જાય છે.'

ઈન્દ્રિયોને જીતવાનું પ્રથમ પગથિયું છે, સ્વાદ પર વિજય. અર્થાત્ રસના ઈન્દ્રિયને પ્રથમ જીતવી.

જેણે મન જીત્યું તેણે જગત જીત્યું એમ શાસ્ત્રો કહે છે પણ સાધુ જીવનમાં તો જેણે જીભ જીતી એટલે આખું જગત જીતાઈ ગયું.

જીભને બે રીતે જીતાય. એક તો અખંડ હરિગુણગાન અને બીજું ખાવા પીવામાં સંયમ.' સાધુ જીવનના આ ચાર નિયમોને નારાયણદાસજી સ્વામીએ આજીવન પાળ્યા હતા.

વયોવૃદ્ધ થયા ત્યારે સ્વામી બાલમુકુંદદાસજીની આજ્ઞાથી ઔષધિના સેવનમાં દૂધ-ઘી-ખાંડના નિયમોમાં થોડી છૂટ લીધી હતી.

## નિઃસ્વાદી વ્રતના આગ્રહી

કોઈપણ નિયમ ધારણ કરવું કદાચ સરળ છે પરંતુ એને આજીવન આગ્રહપૂર્વક ધારી રાખવું એ ખૂબ જ અઘરું છે.

નારાયણદાસજી સ્વામીએ જે જે નિયમો ધારણ કર્યા હતા તેમાં તપ, ત્યાગ, સેવા-ભજન મુખ્ય હતા.

ખાસ કરીને સ્વામીશ્રીનું નિઃસ્વાદી વ્રત ખૂબજ કડક હતું. તેઓશ્રીની વૃદ્ધાવસ્થામાં આંખે મોતીયો આવેલો અને તેનું ઓપરેશન કરાવેલું.

ડૉક્ટરે સ્વામીને દવા સાથે ખોરાકમાં શીરો ખાવાનું કહેલું. સ્વામીશ્રીની સેવામાં રહેલા સંતોએ ખૂબ જ ભાવથી શીરો બનાવ્યો અને તેમાં સુગંધ માટે એલચી, તજ વગેરે મસાલા પણ નાખ્યા. ઠાકોરજીને ધરાવીને એ પ્રસાદ સ્વામીને જમવા આપ્યો.

સ્વામી તેમાંથી એક કોળિયો જમ્યા ત્યારે તેમાં એલચી વગેરે મસાલાની સુગંધ આવી એટલે સેવક સંતોને કહ્યું, 'ડૉક્ટરે માત્ર દવા તરીકે શીરો ખાવાનું કહ્યું છે, પણ મસાલાવાળો સ્વાદિષ્ટ શીરો ખાવાનું નથી કહ્યું, માટે હવેથી ક્યારેય મસાલા નાખશો નહિં.'

'શરીરને સાજું કરવા માટે આ શીરો પણ એક દવા જ છે. શરીર સાજું રહે તો મહારાજની આજ્ઞા પાળવામાં અને સત્સંગની સેવા કરવામાં અનુકૂળતા રહે.'

સેવક સંતે પણ સ્વામીશ્રીનો નિયમ પાલનનો આગ્રહ સમજી ગયા અને એમની રુચિ પ્રમાણે જ સેવા કરવા લાગ્યા. નારાયણદાસજી સ્વામી ભોજનમાં ખૂબ સાદગી સેવતા.

બાજરાનો રોટલો અને શાક એ એમનું કાયમીનું રુચિકર ભોજન હતું.

સેવક સંતો બાજરાનો રોટલો કરે ત્યારે રોટલાને ફૂલાવીને તેમાં રુપિયાભાર ઘી નાખે. સ્વામીજી મહારાજને સંભારીને જમે.

વૃદ્ધાવસ્થામાં સંતો રોટલામાં વધારે ઘી ભરવા લાગ્યા એટલે એક દિવસ સ્વામીજીએ સેવક સંતોને ટકોર કરી કે 'ઘી ચોપડ્યા વિના રોટલો મહારાજને ન ધરાવાય માટે એટલા પૂરતું જ ઘી ચોપડવું. વધારે ઘી નાખો એટલે આ અવસ્થામાં રોટલો પચે નહિં અને રુચે પણ નહિં. માટે રોટલામાં ઘી વધારે ન નાખવું.'

નિયમ વ્રત અને શ્રીજીની આજ્ઞાપાલનનું કેવું અનુસંધાન આ સંત રાખતા હશે...

## પ્રાકૃત ગ્રંથોના પ્રખર અભ્યાસી

ભગવાન સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે કે, 'અમારા સંતોએ નવધાભક્તિ કર્યા સિવાય વ્યર્થ કાળ નિર્ગમન કરવો નહી તથા સંસ્કૃત અથવા પ્રાકૃત ભાષાનો અભ્યાસ કરવો.'

આ આજ્ઞાને અનુસરીને સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી તથા મોટા સંતોએ સંપ્રદાયમાં ત્યાગી સંતો-પાર્ષદો માટે સુંદર દૈનિક નિયમો ઘડ્યા છે.

બ્રાહ્મ મુહુર્તમાં ઉઠવાથી માંડીને રાત્રી પડે ત્યાં સુધી સંતો પાર્ષદો યેનકેન પ્રકારેણ નવધા ભક્તિમાં પરોવાયેલા રહેતા.

વહેલા ઉઠીને સ્નાન પૂજાપાઠ કરવા, પ્રભાતી કીર્તનો બોલવા, દંડવત્, માળા, પ્રદક્ષિણા કરવા, યથા યોગ્ય વિવિધ સેવાપ્રવૃત્તિઓમાં જોડાવું. સંપ્રદાયના વિવિધ ગ્રંથો શિક્ષાપત્રી, વચનામૃત, ભક્તચિંતામણી, નિષ્કુળાનંદ કાવ્ય, મુકુંદ બાવની, બ્રહ્મ વિલાસ વિવેક ચિંતામણી વગેરે ગ્રંથોનો અભ્યાસ કરવો.

કીર્તનો કંઠસ્થ કરવા, પ્રકરણો કંઠસ્થ કરવા અને કંઠસ્થ કર્યું હોય તેનું આવર્તન કરવું. આ બધી જ બાબતો ત્યાગી વૃંદની દૈનિક ક્રિયામાં વણાયેલી રહેતી.

આ ઉપરાંત પાંચ વખત માનસીપૂજા કરવી અને પાંચ વખત કથા કરવી અનિવાર્ય રહેતી.

સંધ્યા સમયે આરતી-સ્તુતી બાદ નિત્યનિયમ, સ્વભાવિક ચેષ્ટાનું ગાન, વંદુના પાઠ અચુક થતા.

ભગવાન સ્વામિનારાયણે વચનામૃતમાં કહ્યું છે કે, 'મન ભૂત જેવું છે. એને નવધાભક્તિ રુપી વાંસડોં પકડાવી દેવો, અન્યથા મનરુપી ભૂત આપણને ખાય જાય તેવું છે.'

ભગવાન સ્વામિનારાયણની આ આજ્ઞા અનુસાર સમસ્ત ત્યાગી સમુદાય સવારથી રાત્રી સુધી પોતાના મનને નવધાભક્તિ રુપી વાંસડો પકડાવી રાખતો.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ પોતાના શિષ્યોને સંપ્રદાયના ગુજરાતી ભાષાના ગ્રંથોનો ખૂબ જ અભ્યાસ કરાવેલો. સ્વામીએ દરેકને નિશ્ચિત સંખ્યાના વચનામૃતોનો પાઠ કરવાના નિયમ આપેલા.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી આ દિવ્ય પરંપરામાં ઉછર્યા હતા. સ્વામી પોતાની એક ક્ષણ પણ નવધાભક્તિ કર્યા સિવાય વ્યર્થ જવા દેતા નહોતા. સંપ્રદાયના ગુજરાતી ગ્રંથોનો સ્વામીને સારો એવો અભ્યાસ હતો. સ્વામીએ બ્રહ્મવિલાસ, મુકુંદબાવની, વિવેક ચિંતામણી જેવા ગ્રંથો કંઠસ્થ કર્યા હતા. સ્વામી દરરોજ ગુણાતીતાનંદ સ્વામીની વાતો, નિષ્કુળાનંદ કાવ્ય વગેરે ગ્રંથોનું નિયમિત વાંચન કરતા. એમા પણ સ્વામી વચનામૃતના પ્રખર અભ્યાસી હતા. શ્રીજી મહારાજના ૨૬૨ વચનામૃત સ્વામીને મુખપાઠ કર્યા હોય એમ ઇદમ્‌ હતા.

## અભણ સાધુએ સભા જીતી

એક સમયની વાત છે.

આચાર્ય મહારાજ શ્રી વિહારીલાલજી મહારાજે વડતાલમાં સંતોની છાવણી કરી હતી. જેમાં વડતાલ, ગઢપુર, જૂનાગઢ આ ત્રણેય દેશના સંતો પાર્ષદો મોટી સંખ્યામાં એકત્રિત થયા હતાં.

ભગવાન જેવા પવિત્ર આચાર્ય અને પવિત્ર સંતોના મિલનથી આ છાવણી સર્વ માટે અત્યંત દિવ્ય, પ્રેરક અને ઉત્સાહવર્ધક હતી.

છાવણીમાં સવારથી સાંજ સુધી સદ્‌ગુરુ સંતો વિવિધ વિષયો ઉપર કથાવાર્તા કરતા અને ધૂન-ભજન-સ્મરણની ઝકોળ બોલતી.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજ પણ સભામાં પૂરતી હાજરી આપતાં, સંતોના મુખેથી કથા-વાર્તાનું શ્રવણ કરતાં અને સમય સમય ઉપર કથાવાર્તા કરી સંતોને ધર્મ-નિયમ તેમજ પંચ-વર્તમાન પાળવામાં જાગૃત કરી ઉત્સાહ પ્રેરતાં.

આ છાવણી દરમ્યાન એક યાદગાર પ્રસંગ બન્યો.

કોઇ એક વિદ્વાન બ્રાહ્મણ સભામાં આવ્યા અને મહારાજશ્રીને કહ્યું. 'મારે તમારા સંપ્રદાય સંબંધી પ્રશ્ન પુછવો છે.'

એ સમયે સંપ્રદાયનાં ધુરંધર વિદ્વાનો, શાસ્ત્રીઓ, પુરાણીઓ સભામાં વિરાજમાન હતાં.

મહારાજશ્રીએ એમની સામે સૂચક દ્રષ્ટિ ફેરવી.

સંતોએ કહ્યુ, 'મહારાજ ! એ વિદ્વાન ભૂદેવને જે પ્રશ્ન પૂછવા હોય તે ભલે પૂછે. અમે એનો યથા યોગ્ય જવાબ આપીશું.'

એ જમાનો શાસ્ત્રાર્થનો હતો, સંપ્રદાયનાં સિદ્ધાંતોને પ્રમાણોની કસોટીએ ચડાવવામાં આવતા. આ શાસ્ત્રાર્થમાં હારવું એ અત્યંત નાલેશી હતી અને જીતવું એ અત્યંત ગૌરવ અને હર્ષનો વિષય હતો.

વિહારીલાલજી મહારાજે વિદ્વાન બ્રાહ્મણને કહ્યું, 'પંડિતજી! આપને જે પ્રશ્ન પૂછવો હોય તે પૂછો. અમારા આ વિદ્વાન સાધુઓ એનો ઉત્તર કરશે.'

વિદ્વાન બ્રાહ્મણે પ્રશ્ન કર્યો, 'ભગવાન સ્વામિનારાયણ શિક્ષાપત્રીમાં લખે છે એ પ્રમાણે તમારો સંપ્રદાય વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તને અનુસરે છે અને આત્મા અને અક્ષરને પરમાત્માનું શરીર માને છે.

હવે પ્રશ્ન એ છે કે 'શરીર હોય એ તો નાશવંત હોય, આત્મા અને અક્ષર તો અવિનાશી છે, અવિનાશી એવા આત્મા અને અક્ષર પરમાત્માનું શરીર કેમ હોઈ શકે?'

સભામાં બેઠેલા સંપ્રદાયનાં વિદ્વાન શાસ્ત્રીઓ રામાનુજ સંપ્રદાયને અનુસારે શ્રીભાષ્યના પ્રમાણો ટાંકીને જવાબ દેવા લાગ્યાં પણ પેલા વિદ્વાન બ્રાહ્મણ એ જવાબ સ્વીકારવા તૈયાર નહોતા.

સભામાં ઉત્તેજના ફેલાઇ ગઇ હતી. ચર્ચા ઉપર ચર્ચા થઇ રહી હતી. પરંતુ ભૂદેવનાં પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ મળી રહ્યો નહોતો.

આ વાતની ખબર ચારે બાજુ પ્રસરતા પ્રસરતા અંતે રસોડામાં પહોંચી.

રસોડામાં એ સમયે જૂનાગઢ દેશનાં સંતોનો વારો હતો.

પ્રથા એવી હતી કે , આવા પ્રસંગોએ જુદા જુદા દેશના સંતો વારાફરતી રસોડાની સેવા કરતા અને બાકીના સંતો સભામંડપમાં બેસતા અને કથાવાર્તાનો લાભ લેતાં.

આ શાસ્ત્રાર્થના દિવસે રસોડામાં જૂનાગઢનાં સંતોનો વારો હતો. નારાયણદાસજી સ્વામી પણ રસોડાની સેવામાં હતાં.

કોઈ અજાણ્યા બ્રાહ્મણના પ્રશ્નનું સમાધાન થતું નથી અને આખા સંપ્રદાયની આબરુનો સવાલ છે એ સાંભળીને નારાયણદાસજી સ્વામી થોડા અકળાયા.

સ્વામી સભામંડપમાં ગયા અને સભાને છેડે ઊભા રહ્યા .

શાસ્ત્રાર્થ જામ્યો હતો. નીવેડો આવતો નહોતો. સંપ્રદાયનાં શાસ્ત્રીઓ, પુરાણીઓ થોડી મૂંઝવણ અનુભવી રહ્યા હતાં.

સ્વામીના અંતરમાં ઉત્તરનો ઝબકારો થયો પરંતુ સભાની મર્યાદા આડી આવતી હોવાથી સ્વામી કાંઇ બોલ્યા નહી.સ્વામી થોડીવાર ભંડારમાં જાય પાછા બહાર આવી સભાને છેડે ઉભા રહે.

આચાર્ય શ્રીવિહારીલાલજી મહારાજની ચકોર દ્રષ્ટિ સ્વામી ઉપર પડી.

મહારાજશ્રીને થયું ક 'જરુર સ્વામીને કંઈક કહેવું છે.'

વિહારીલાલજી મહારાજે કહ્યુ, 'સ્વામી! તમારે કાંઇ કહેવું છે?'

સ્વામી બોલ્યા, 'મહારાજશ્રી! હું તો અભણ સાધુ છું. એટલે આવા મોટા મોટા શાસ્ત્રી પુરાણીઓ વચ્ચે મારું કામ નહિં, પરંતુ મને એટલી ખબર છે કે આપણા બાપ ભગવાન સ્વામિનારાયણે આ પ્રશ્નનો જવાબ વચનામૃતમાં આપ્યો છે.

ગઢડા પ્રથમ પ્રકરણનાં ૬૪ માં વચનામૃતમાં મહારાજે કહ્યું છે કે 'જે વ્યાપ્ય, આધીન અને અસમર્થ હોય તે શરીર કહેવાય. અને જે વ્યાપક, આધાર અને સમર્થ હોય તે શરીરી કહેવાય.'

ભગવાન પુરુષોત્તમનારાયણની પાસે આત્મા અને અક્ષર બંને વ્યાપ્ય, આધીન અને અસમર્થ છે. માટે એ બેય શરીર છે. ભગવાન એ બંનેની દ્રષ્ટિએ વ્યાપક, આધાર અને સમર્થ છે માટે ભગવાન શરીરી છે.'

સ્વામીનો જવાબ સાંભળી પેલો બ્રાહ્મણ એકદમ ઊભો થઇ ગયો અને બોલ્યો, 'હવે ખરો ઉત્તર થયો!'

એમણે વિહારીલાલજી મહારાજને કહ્યું, 'મહારાજશ્રી! મેં ભગવાન સ્વામિનારાયણના વચનામૃત વાંચીને જ તમારા સાધુઓની પરીક્ષા કરવા આ પ્રશ્ન કર્યો હતો.

તમારા શાસ્ત્રી પુરાણીઓએ બીજા શાસ્ત્રોનાં અનેકવિધ પ્રમાણો આપીને સમાધાન કરવા સારો પ્રયાસ કર્યો, પરંતુ તમારા જ શાસ્ત્રનું પ્રબળ પ્રમાણ કોઇએ આપ્યું નહિ, એટલે હું સમાધાન સ્વીકારવા તૈયાર નહોતો.'

'આખરે ભગવાન સ્વામિનારાયણનાં મુખનું પ્રમાણ મળ્યું એટલે મને સંતોષ થયો. આ સીધા સાદા દેખાતા સાધુ વચનામૃતના ભારે ગજબના આભ્યાસી લાગે છે.'

બ્રાહ્મણની વાત સાંભળતા સભામાં જાણે જીવ આવ્યો.

વિહારીલાલજી મહારાજે નારાયણદાસજી સ્વામીને કહ્યું, 'સ્વામી! તમને ધન્ય છે, તમે આજે સંપ્રદાયની લાજ રાખી!'

નારાયણદાસજી સ્વામી બોલ્યાં, 'બાપજી! હું તો અભણ સાધુ છું. આમા મારુ કાંઇ નથી. આ તો ભગવાન સ્વામિનારાયણનાં વચનામૃતોનો પ્રતાપ છે.

મહા યોગીરાજ ગોપાળાનંદ સ્વામી સમ ખાઇને કહી ગયાં છે, આ વચનામૃત બા'રું કાંઇ હોય તો અમને સ્વામિનારાયણ ભગવાનના સમ છે.'

વિહારીલાલજી મહારાજ હસીને બોલ્યા, 'સ્વામી! તમે ભલે અભણ હો પણ અનુભવી છો, આજે તો ભણેલા જોતા રહ્યા અને તમે સભા જીતી લીધી.'

આટલું કહી વિહારીલાલજી મહારાજે સભાના વિદ્વાન સદ્‌ગુરુ સાધુઓ સામે જોઇ માર્મિક ટકોર કરી, 'મહાપુરુષો! તમે તરેહ તરેહના શાસ્ત્રો ભલે ભણો પણ આજથી તમે બધા વચનામૃત વાંચવાનું નિયમ રાખજો.'

'ભગવાન સ્વામિનારાયણ આપણને જે અણમોલ વારસો આપી ગયા છે એનું જતન આપણે નહિં કરીએ તો કોણ કરશે? આ જૂનાગઢવાળા અભણ સાધુ વચનામૃતના પ્રખર અભ્યાસી છે. માટે એણે આજ આપણી લાજ રાખી, નહિંતર નાક કપાઇ જાત અને સંપ્રદાયનું હલકું દેખાત.'

વિહારીલાલજી મહારાજની મીઠી અને માર્મિક ટકોરથી સંતોની સર્વ સભા સચેત થઇ ગઇ અને સર્વેએ વચનામૃત વાંચવાના નિયમ લીધા.

## કથા શ્રવણના અભંગ વ્યસની

કથાવાર્તા કરવી અને સાંભળવી એ સ્વામીનું અભિન્ન અંગ હતું.

સ્વામી કથાશ્રવણના ભારે વ્યસની હતા. ગમે તેવી સેવાપ્રવૃત્તિહોય પણ કથાનો સમય થાય ત્યારે સ્વામી અચૂક કથામાં પહોચી જતા. સ્વામી જૂનાગઢમાં હોય કે બહાર પરંતુ કથાવાર્તા સિવાય રહી શક્તા નહી.

સ્વામી ગુજરાતી ગ્રંથો ઉપરાંત પુરાણો, રામાયણ, મહાભારત, ગર્ગસંહિતા, સાંખ્ય દર્શન, યોગ દર્શન જેવા ગ્રંથોનું ભારે રસપુર્વક શ્રવણ અને વાંચન કરતા.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ ઉપર નારાયણદાસજી સ્વામીનો ખૂબ જ રાજીપો હતો. વિ. સ. ૧૯૭૫ માં ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે નારાયણદાસજી સ્વામીને સત્સંગિજીવનની કથા સંભળાવી હતી.

સ્વામીની સુમધુર કથા શૈલીથી નારાયણદાસજી સ્વામી ખૂબ જ રાજી થયા હતા અને કથાની પૂર્ણાહુતીના દિવસે સ્વામીએ ગુરુદેવનું પૂજન કરી આશીર્વાદ આપ્યા હતા કે 'તમે તમારા ગુરુ પુરાણી સ્વામી ગોપીનાથદાસજી જેવા મહાન કથાકાર થશો.'

એકવાર વિ. સં. ૧૯૮૧ ની સાલમાં તીર્થયાત્રા કરતા કરતા સ્વામી છપૈયા પધાર્યા હતા. આ સમય દરમિયાન જૂનાગઢના વિદ્વાન શાસ્ત્રી કૃષ્ણવલ્લભાચાર્યજી કાશીમાં અભ્યાસ કરતા હતા. સ્વામીએ તેમને કાશીથી છપૈયા બોલાવ્યા અને એમના મુખેથી ગર્ગ સંહિતા, સાંખ્ય દર્શન, યોગ દર્શનની કથાઓ સાંભળી હતી.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીની આજ્ઞાથી ગુરુદેવ વડતાલમાં રહીને સંસ્કૃતનો અભ્યાસ કરી રહ્યા હતા. આ દરમિયાન એમણે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીને 'હરિલીલાકલ્પતરુ'ની સંપૂર્ણ કથા સંભળાવી હતી. નારાયણદાસજી સ્વામી આ કથાથી ગુરુદેવ ઉપર ખૂબ રાજી થયા અને ગુરુદેવને શ્રીહરિની પ્રસાદીનું દાતણ, કંઠી અને પ્રસાદીની અન્ય વસ્તુઓ ભરેલી એક પેટી ભેટ આપી પોતાના હૃદયનો રાજીપો વ્યક્ત કર્યો હતો.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ વરતાલમાં સંસ્કૃતનો અભ્યાસ કરતા ત્યારે સ્વામીએ સંકલ્પ કર્યો હતો કે 'મારે નારાયણદાસજી સ્વામીને સત્શાસ્ત્રોની કથા સંભળાવી મારા અભ્યાસને સાર્થક કરવો છે.'

વરતાલમાં ગુરુદેવ સંસ્કૃતનો અભ્યાસ પૂર્ણ કરી જૂનાગઢ પરત પધાર્યા. નારાયણદાસજી સ્વામીએ જાણે એમનો મનોરથ જાણી લીધો હોય એમ કહ્યું, 'ધર્મજીવનદાસ! તમે વરતાલથી ભણીને આવ્યા છો, હવે અમને સંપ્રદાયના સત્શાસ્ત્રોની કથા સંભળાવો.'

સદ્‌ગુરુ નારાયણદસજી સ્વામીની વાત સાંભળી ગુરુદેવને તો ભાવતું હતુ ને વૈદ્યે કહ્યું. ગુરુદેવે સ્વામીની વાતને વધાવી લીધી.

નારાયણદાસજી સ્વામી ગુરુદેવને પોતાની પાસે જ રાખતા અને એમના મુખેથી સંસ્કૃત ગંથોનું પ્રેમપૂર્વક શ્રવણ કરતા.

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજનો મધુર કંઠ, શુદ્ધ ઉચ્ચરણ અને સુંદર નિરુપણ શૈલીથી નારાયણદાસજી સ્વામી અત્યંત રાજી થતા.

પ્રેમાનંદ સ્વામી કીર્તનમાં કહે છે કે,

'પ્રમાનંદ આગે ગાવે ત્યારે, આવે ઓરા ઓરા ખસતા
ક્યારે હવે દેખુ રે હરિ હસતા.'

પ્રેમાનંદ સ્વામી ગાવણું કરતા ત્યારે રસતરબોળ થયેલા મહારાજ પોતાના આસનેથી ખસતા ખસતા પ્રેમાનંદ સ્વામી સુધી પહોંચી જતા.

એજ રીતે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ કથા કરતા ત્યારે નારાયણદાસજી સ્વામી પણ અત્યંત ભાવવિભોર થઈ જતા અને પોતાની ગાદી ઉપરથી ખસતા ખસતા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કથાના બાજોઠ સુધી પહોંચી જતા.

આ રીતે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના મુખેથી સત્સંગિજીવન, શિક્ષાપત્રી ભાષ્ય, વાસુદેવ મહાત્મ્ય વગેરે અનેક ગ્રંથોનું શ્રવણ કર્યું હતુ.

## હરિલીલાકલ્પતરુની કથા

મેંગણી દરબાર માનસિંહજીના વંશજ દરબાર શ્રી રાઘવસિંહજી ખૂબ સારા હરિભક્ત હતા. સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પ્રત્યે તેમને ખૂબ જ ભાવ હતો.

દરબાર રાઘવસિંહજીને વિચાર આવ્યો કે, 'અમારા પૂર્વજોએ શ્રીજી મહારાજના લીલા ચરિત્રો અને સર્વોપરિપણાથી ભરપુર 'હરિલીલાકલ્પતરુ' ગ્રંથ બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે કરાવ્યો છે.'

'બ્રહ્મચારી મહારાજે એ ગ્રંથ મેંગણીમાં રહીને કર્યો છે માટે અમારે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી અને સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામીની ઉપસ્થિતિમાં આ ગ્રંથની સંપૂર્ણ કથા કરાવવી.'

દરબારે આ અંગે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી અને સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામીને મેંગણી પધારવા વિનંતીપત્ર લખ્યો અને પત્રમાં પોતાનો સંકલ્પ જણાવ્યો.

દરબારનો પત્ર વાંચી સ્વામી અત્યંત રાજી થયા. સ્વામીને તો કથા સાંભળવી એજ જીવન હતું, એમાંય હરિલીલાકલ્પતરુની વાત આવે એટલે સ્વામીને અત્યંત આનંદ થાય એમા કોઈ વાતની નવાઈ નહોતી, કારણ કે ભગવાન જેવા આદિ આચાર્ય રઘુવીરજી મહારાજની ઈચ્છા અને અનાદિ અક્ષર મૂર્તિ ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ આ ગ્રંથની રચના કરી હતી.

આ ગ્રંથમા બાર સ્કંધ છે અને છત્રીસ હજાર શ્લોક છે. આ ગ્રંથ મેંગણી દરબાર માનસિંહજી અને શુકાનંદ સ્વામીના સંવાદમાં છે. આ ગ્રંથને સ્વામિનારાયણ સંપ્રદાયનું 'ભક્તિશાસ્ત્ર' કહી શકાય.

આ ગ્રંથમા ભગવાન સ્વામિનારાયણની 'સર્વોપરિ નિષ્ઠા' માળાના પારામાં દોરાની જેમ વણાયેલી છે.

મેંગણી દરબાર રાઘવસિંહજીનો હરિલીલાકલ્પતરુની કથા અંગેનો પત્ર આવતા સ્વામી અત્યંત રાજી થયા. સ્વામીએ દરબારની વિનંતી માન્ય રાખી અને મેંગણી જવાનો નિર્ણય કર્યો.

સ્વામીએ કથાકાર સંતો તરીકે ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ અને પુરાણી શ્રી હરિસ્વરુદાસજીને પસંદ કર્યા.

પુરાણી સ્વામી હરિસ્વરુપદાસજી સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના શિષ્ય હતા. એમણે શાસ્ત્રી શ્રી ધર્મતનયદાસજી સ્વામી પાસે આભ્યાસ કર્યો હતો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી સદ્‌ગુરુ કૃષ્ણચરણદાસજી સ્વામી વગેરે ત્રીસ સંતોને સાથે લઈ મેંગણી પધાર્યા.

અહીં સ્વામી સતત બે મહિના રોકાયા અને બંને વિદ્વાન સંતો પાસેથી હરિલીલાકલ્પતરુની સંપૂર્ણ કથા સાંભળી . બંને વક્તા સંતો ઉપર સ્વામી ખૂબ રાજી થયા.

આ કથા પ્રસંગે ચાંપાબેડા, નોંઘણચોરા, કાળાંભડી, લોધિકા વગેરે ગામોના દરબારો અને હરિભક્તો મોટી સંખ્યામાં કથા સાંભળવા આવતા.

આ રીતે જે સ્થળે ગ્રંથ રચાયો હતો એજ પવિત્ર સ્થળે હરિલીલાકલ્પતરુની સંપૂર્ણ કથા થઈ.

સમસ્ત સોરઠ દેશ માટે આ પ્રસંગ સુવર્ણ અક્ષરે લખાયો.

## હરિચરિત્રામૃત સાગરની કથા

વિ. સં. ૧૯૮૪ માં રાધારમણદેવનો શતવાર્ષિક પાટોત્સવ પૂર્ણ થયા બાદ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી હવે મોટાભાગની સેવાપ્રવૃત્તિઓમાંથી પોતાના મનને પાછુ વાળી પોતાના મોટાભાગનો સમય ભગવાન શ્રીહરિના ચરિત્રો સાંભળવા અને સંભળાવવામાં જ પસાર કરતા હતા.

સ્વામીએ અનેક ગ્રંથોનું શ્રવણ કર્યું હતુ. હવે એમના મનમાં 'હરિચરિત્રામૃતસાગર'ની કથા

સાંભળવાની ઈચ્છા હતી.

સદ્‌ગુરુ આધારાનંદ સ્વામીએ આ મહાકાય ગ્રંથની રચના કરેલી છે. આ ગ્રંથમાં આશરે એક લાખ જેટલી ચોપાઈઓ છે. આ ગ્રંથની રચના હિન્દી ભાષામાં થયેલી છે. હિન્દી સાહિત્યમાં આવડો મોટો ગ્રંથ ક્યારેય રચાયો નથી.

આ ગ્રંથ સાહિત્ય ક્ષેત્રે અજોડ છે. આ ગ્રંથમાં આધારાનંદ સ્વામીએ શ્રીહરિના દિવ્ય ચરિત્રોને ભારે રસપ્રદ રીતે વર્ણવેલા છે.

આ ગ્રંથની દુર્લભ પ્રત વરતાલની લાઈબ્રેરીમાં હતી. સ્વામીએ એ પ્રત વરતાલના કોઠારી પાસેથી મંગાવી. સ્વામી એક મહિના સુધી રાજકોટના રીબ ગામમાં રોકાયા અને આ વિશાળ ગ્રંથનું સાંગોપાંગ શ્રવણ કર્યું. આ રીતે કથાવાર્તા સાંભળવી એજ સ્વામીનું જીવન હતું.

સ્વયં ભગવાન હોવા છતાંય ભગવાન સ્વામિનારાયણને  કથા શ્રવણનો જેવો આગ્રહ હતો એવો જ આગ્રહ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના જીવનમાં જોવા મળે છે.

## વણ વિચાર્યે પણ વાતુ રે આવે એના અંતરથી

સ્વામીશ્રીની કથાવાર્તા કરવાની શૈલી ખૂબ જ આકર્ષક હતી. જેની સ્મૃતિ ક્યારેક આપણા પુરાણી સ્વામી પ્રેમપ્રકાશદાસજી ગુરુકુલની સાયં સભામાં કરતા અને સ્વામી નારાયણદાસજીનો પ્રસિદ્ધ દોહો વારંવાર દોહરાવતા-

સો સો માથા જાતા રે, સોંઘા છોગાળા
એક શિર કે વાસ્તે, ક્યું ડરત હે ગેમારા.

સત્સંગના તમામ ગુજરાતી ગ્રંથો ઉપરાંત સ્વામીજીએ પુરાણો, રામાયણ, ગર્ગસંહિતા જેવા ગ્રંથોનું વાંચન કરેલું. એ ગ્રંથોમાંથી પ્રેરણા મળે એવા કેટલાક આદર્શ પ્રસંગો પોતે યાદ રાખી લેતા અને સભામાં પોતાને કથા કરવાનો પ્રસંગ આવે ત્યારે પોતે તે અંગેની સરસ વાતો કરતા.

નારાયણદાસજી સ્વામી સરળ ભાષામાં ખૂબ મુદ્દાસર વાતો કરતા. ભગવાનના સ્વરૂપના નિશ્ચયની વાતો ખૂબ જ હોંશથી કરતા અને શ્રીજી મહારાજના લીલાચરિત્રોની વાતો કરતા ત્યારે પ્રસંગોનું તાદશ ચિત્રણ કરી દેતા અને કથાવાર્તામાં ગમે તે પ્રસંગો ચાલતા હોય પરંતુ કથાના સમાપન સમયે સ્વામીશ્રીની વાતોમાં ત્યાગ વૈરાગ્યનો રણકો પ્રગટ થાય જ.

સ્વામીશ્રીની પોતાની કથાવાર્તાની શૈલી આગવી હતી. કથાવાર્તામાં મોટે ભાગે વચનામૃતના પ્રમાણો આપતા. બ્રહ્મવિલાસ, મુકુંદબાવની અને વિવેકચિંતામણીના પદો, સવૈયા વગેરે ગાન કરીને સમજાવતા.

વચનામૃતના ગૂઢ અટપટા પ્રશ્નો અને ઉત્તરોને સ્વામીશ્રી ખૂબ જ સરળતાપૂર્વક સમજાવતા. ક્યારેક તો દિવસે અથવા રાત્રે ચાર કલાક સુધી એકધારા કથા કરતા અને પોતે જરા પણ થાક અનુભવતા નહિં.

સ્વામી નારાયણદાસજીને સંપ્રદાયના ગ્રંથોનો નિયમિત અભ્યાસ હોવાથી કથા કરવી અને કથા સાંભળવી એ તેમનું મુખ્ય અંગ હતું. તેઓ શ્રી રામાયણની પ્રસિદ્ધ ચોપાઈઓનું સભામાં ઘણીવાર ગાન કરતા.

'બહુત કાલ કરત સતસંગા
તબ હોવત સંશયકા ભંગા,
કોટિ કલપ લગ પઢત પુરાના
બિનુ સત્સંગ ન હોવૈહિ જ્ઞાના.'

કોઈ સાધુ સંત કે હરિભક્ત કથા વાંચે, કથા સાંભળે તો સ્વામીજી ખૂબ જ રાજીપો વરસાવતા. નવા સાધુ-પાર્ષદોને પ્રારંભમાં કથા શ્રવણનું અંગ પડે તે માટે સ્વામીશ્રી તેને પ્રેરણા આપતા. તેઓશ્રી કહેતા કે આપણે કોઈ કાર્યનું કે આવડતનું અભિમાન રાખવું નહિં. માત્ર એક શ્રીજી મહારાજનું બળ રાખવું. બસ આપણે તો મહારાજની આજ્ઞા પાળવી, સાધુના ધર્મમાં રહેવું અને સદાય સેવા-ભજન કરતા રહીને કથા સાંભળવી અને કથા કર્યા કરવી.

વિક્રમ સંવત્ ૧૯૮૪ના શ્રી રાધારમણદેવના શતવાર્ષિક પાટોત્સવ પછી તરત જ નારાયણદાસજી

સ્વામીએ જૂનાગઢ પ્રદેશનાં ગામડાંઓમાં સતત ચાર વર્ષ સુધી વિચરણ કરીને કથાવાર્તાનો લાભ ગામડે ગામડે આપ્યો હતો.

જે ગામડે સ્વામીશ્રી પધારે ત્યાં સવારે બે કલાક અને બપોર પછી બે કલાક એમ દરરોજ ચાર કલાક સ્વામીશ્રી કથાવાર્તા કરતા અને સૌને શ્રીજી મહારાજના સર્વોપરિ સ્વરૂપનો નિશ્ચય દૃઢ કરાવીને સત્સંગની ઉત્તમ પ્રથાનું પોષણ કરાવતા.

## ભણો, ભણાવો અને કથા કરો

સંત સદાય ફરતા રહે, નિયમિત કથાવાર્તા કરતા રહે તો સત્સંગનું પોષણ અને વિકાસ થાય એનું ઉત્તમ ઉદાહરણ સ્વામીશ્રીએ પોતાના વર્તન દ્વારા પૂરું પાડ્યું હતું.

શ્રીજી મહારાજ વિદ્યા ભણવા વિષે અને સદ્‌વિદ્યા પ્રવર્તન અંગે શિક્ષાપત્રીમાં જે જે આજ્ઞાઓ પોતાના સર્વે આશ્રિતોને આપેલી છે તેના અનુસંધાનમાં આપણા સંપ્રદાયમાં શિક્ષણ અને જીવન ઘડતર અંગે ખૂબ જ પ્રચાર થયેલો છે.

સંસ્કૃત અને ગુજરાતી સાહિત્ય રચના અને તેના અભ્યાસનો બહોળો પ્રચાર સંપ્રદાયમાં પ્રારંભથી જ થયેલો છે.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કર્યો નહોતો પરંતુ તેઓ યુવાન સંતો, પાર્ષદો અને બ્રાહ્મણોને સંસ્કૃત ગ્રંથોના અભ્યાસ માટે ખૂબ જ પ્રેરણા અને પ્રોત્સાહન આપતા.

વિદ્યાર્થી સંતોને પુસ્તકો વગેરે જે કાંઈ વસ્તુઓની જરૂરિયાત હોય તેની વ્યવસ્થા કરાવતા. જૂનાગઢના વિદ્યાર્થી સંતો વડતાલમાં રહીને અભ્યાસ કરતા. તેમનું સ્વામીશ્રી ખાસ ધ્યાન રાખતા. સાધુ જીવનની જાળવણી કરીને શાસ્ત્રોનો અભ્યાસ કરવાની ખૂબ જ ભલામણ કરતા.

આપણા ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજ શ્રી ધર્મજીવનદાસજી સ્વામીના ભણતર અને જીવન ઘડતરમાં સ્વામી નારણદાસજીનો અમૂલ્ય ફાળો રહ્યો છે. આ અંગેના પ્રસંગોનું કથાવાર્તા દરમિયાન વર્ણન કરતા ગુરુદેવ ગદ્‌ગદિત બની જતા.

ભણવું એ મનુષ્ય માત્ર માટે આજે અનિવાર્ય છે. આજે કોઈ ભણ્યા વિના રહી નથી શકતું. આજથી સો-દોઢસો વર્ષ પહેલાં ભણવાની વ્યવસ્થાઓ નહોતી છતાં પણ ભણતર વિના જીવનના વ્યવહારો ચાલી જતા. તો પણ સાધુ-સંતો કે પાર્ષદો ભણ્યા વિના જ્યારે સમાજ સમક્ષ કથાવાર્તા કરવા જાય ત્યારે ઘણી મુશ્કેલી પડે. માટે જ આપણા સંપ્રદાયમાં સાધુ સંતોના જીવન ઘડતરમાં ભણતર વિશેષ મહત્ત્વ ધરાવે છે.

નારાયણદાસજી સ્વામી જેવા સંતોએ જે જે સંતોને વિદ્યા-સદ્‌વિદ્યાની પ્રેરણા આપી તેનાથી આજે સંપ્રદાયનો સર્વ રીતે વિકાસ અનુભવી શકાય છે.

જૂનાગઢના બ્રહ્મચારી મહારાજ શાસ્ત્રી શ્રી બાલકૃષ્ણાનંદજીએ સૌ પ્રથમ વડોદરા સંસ્કૃત મહાવિદ્યાલયમાં વિદ્યાભ્યાસ પૂર્ણ કરીને ખૂબ ઈનામો મેળવ્યાં.

આ ઈનામોમાં બ્રહ્મચારી મહારાજે ત્યાગીઓના પંચવર્તમાનને ધ્યાનમાં રાખી રોકડા રૂપિયા ન લીધા પરંતુ તેના બદલામાં પુસ્તકો સ્વીકાર્યાં. આ બધાં પુસ્તકો લઈને તેઓ જૂનાગઢ આવ્યા ત્યારે નારાયણદાસજી સ્વામી ખૂબ રાજી થયા.

બ્રહ્મચારી બાલકૃષ્ણાનંદજીએ સ્વામીશ્રીને વિનંતી કરી કે 'આપશ્રી રાજી થયા હો તો આપણા મંદિરમાં એક પુસ્તકાલય શરૂ કરીએ, બધા સંતો આ ગ્રંથોનું વાંચન-મનન કરે, તેમજ કોઈને ભણવાની ઈચ્છા હોય તો હું સંસ્કૃત ગ્રંથો ભણાવું અને એ રીતે આપણા મંદિરમાં સંસ્કૃત પાઠશાળા શરૂ કરીએ.'

બ્રહ્મચારીની આવી વિનમ્ર અને ઉત્સાહભરી વાત સાંભળીને સ્વામીશ્રીએ રાજી થઈને અનુમતિ આપી.

જૂનાગઢ શ્રી સ્વામિનારાયણ મંદિરની ધર્મશાળામાં સૌ પ્રથમ પાઠશાળાનો પ્રારંભ થયો. પ્રારંભમાં બ્રહ્મચારી બાલકૃષ્ણાનંદજી મહારાજે એક હજાર જેટલા હસ્તલિખિત ગ્રંથો ભેગા કર્યા. દરેક ત્યાગી સંતો-પાર્ષદોને વાંચનમાં રસ લેતા કર્યા અને પાઠશાળાને પણ નિયમ પ્રમાણે ચલાવી ત્યારે બધાને તેમનો ખૂબ જ મહિમા સમજાયો હતો.

આ રીતે સંતોને ભણવા-ભણાવવાની વ્યવસ્થા કરવામાં નારાયણદાસજી સ્વામી પોતે અંગત રસ લઈને સૌને મદદ કરતા. મંદિરમાં જ પુસ્તકાલય અને પાઠશાળા શરૂ થતાં મોટા ભાગના સંતો વિદ્યાભ્યાસમાં રસ લેતા થયા.

વિક્રમ સંવત્ ૧૯૭૩માં આ સંસ્કૃત પાઠશાળાના માધ્યમથી સ્વામીશ્રીએ પોતે એક પત્રિકા દ્વારા જાહેર વિનંતી કરી કે 'જેમની પાસે વધારાના કે ઉપયોગ વિનાના પુસ્તકો હોય તેમણે મંદિરની પાઠશાળામાં ભેટ તરીકે આપવાં. સૌ પુસ્તકાલયનો

ઉપયોગ કરે અને સત્સંગ સાહિત્યના પ્રચાર અને ઉન્નતિમાં મદદરૂપ થવું.'

સ્વામીશ્રીની વિનંતીને ખૂબ સારો પ્રતિસાદ મળ્યો.પરિણામે આગળ જતાં 'સત્સંગ સસ્તુ સાહિત્ય મંડળ' ની સ્થાપના થઈ અને નવાં પુસ્તકોનું પ્રકાશન પણ આ મંડળ દ્વારા હાથ ધરાયું. આવી વિદ્યાની પ્રવૃત્તિના પ્રથમ પ્રેરક અને પોષક સ્વામી શ્રી નારાયણદાસજી હતા.

બ્રહ્મચારી બાલકૃષ્ણાનંદજી મહારાજને પ્રોત્સાહન આપીને નારાયણદાસજી સ્વામીએ મંદિરમાં વિદ્યાભ્યાસનું વાતાવરણ સર્જ્યું હતું. ભણનારા સંતોને સ્વામીશ્રી તમામ સગવડતા કરી આપતા અને હેતપૂર્વક તેમના સાધુ જીવનનું પણ જતન કરતા.

આ રીતે સ્વામીશ્રી નારાયણદાસજીએ શ્રીજી મહારાજની આજ્ઞા મુજબ સદ્‌વિદ્યા પ્રવૃત્તિ કરાવી હતી. અનેક સંતોને વિદ્યાભ્યાસ કરાવી કથાવાર્તાની પ્રેરણા આપીને સત્સંગ પ્રચારમાં ખૂબ મોટું પ્રદાન કરેલ છે.

## વૈરાગ્યવાન સ્વામીશ્રીની સેવાઓ

ત્યાગમય જીવનનો પાયો વૈરાગ્ય છે. અતિ વૈરાગ્યવાન ત્યાગી પાસેથી પ્રવૃત્તિમાર્ગની ક્રિયાઓ કરાવીને લોક કલ્યાણ સાધવું એ સ્વામિનારાયણ ભગવાનનો આગવો અને વિશિષ્ટ સિદ્ધાંત છે.

શ્રીજી મહારાજે તો સ્વયં પ્રવૃત્તિમાર્ગને પોષણ આપીને સંતોને જીવનમુક્તિની તાલીમ આપી છે. અતિ પ્રવૃત્તિઓ વચ્ચે પણ નિવૃત્તિની કલા હસ્તગત કરાવીને તૈયાર કરેલા પરમહંસોની પરંપરામાં નારાયણદાસજી સ્વામીએ તો સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના સેવા-સમાગમમાં રહીને વિશેષ કૃપા મેળવી હતી.

સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીના ઉપદેશ અને માર્ગદર્શનથી નારાયણદાસજી સ્વામીએ વૈરાગ્યનો ખરો મર્મ જીવનમાં અપનાવ્યો હતો. અંતરથી અનાસક્ત હતા. બહારથી સતત સેવામાં રત રહેતા. સાચા વૈરાગીની કસોટી સેવામાં થાય છે અને સેવકભાવની કસોટી ધ્યાન ભજનમાં થઈ જાય છે.

નારાયણદાસજી સ્વામીએ પોતાને માટે કોઈ પદાર્થનો કે પ્રતિષ્ઠાનો આગ્રહ રાખ્યો નથી. પોતે સંપૂર્ણ અપરિગ્રહી હતા તો પણ જૂનાગઢ પ્રદેશના સત્સંગના વિવિધ મંદિરોની સેવામાં ભગવાન માટે, સંતો માટે, હરિભક્તો માટે સુવિધાઓ ઊભી કરવામાં કોઈ કચાસ રાખી નથી.

એમના વૈરાગ્યસભર જીવનનો એટલો પ્રભાવ હતો કે એમના સંકલ્પમાં મહારાજ ભળતા અને મોટા મોટા સેવાકાર્યો નિષ્પન્ન થતાં.

## જૂનાગઢ મંદિરના મહંતપદે

શ્રી સ્વામિનારાયણ મંદિરોની વહીવટી વ્યવસ્થા આચાર્ય મહારાજશ્રીની આજ્ઞા પ્રમાણે સંતો, પાર્ષદો અને નિષ્ઠાવાન હરિભક્તો સંભાળતા. એમાં મુખ્ય વહીવટ સંભાળનારને કોઠારી તરીકે સંબોધતા. પરંતુ જૂનાગઢમાં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના પ્રબળ પ્રતાપ અને પ્રૌઢ પ્રભાવથી આ સ્થાને બિરાજતા સંતને મહંત સ્વામી તરીકે આદરપૂર્વક સૌ બોલાવતા. સંતો પણ વિવેકભાવે આ સ્થાનને શોભાવતા. નારાયણદાસજી સ્વામીએ પણ ઘણા વર્ષો સુધી આ સ્થાનને શોભાવેલું.

વિક્રમ સંવત્ ૧૯૩૯ની સાલમાં વડતાલ પીઠાધિપતિ આચાર્ય શ્રી વિહારજીલાલજી મહારાજ જૂનાગઢ દેશના ગામડાંઓમાં પધરામણી માટે પધારેલા. આ વખતે તેઓશ્રી ગોંડલ શ્રી સ્વામિનારાયણ મંદિરમાં રોકાયા હતા.

એક દિવસ ઢોલિયાની પાટી વેચનાર માણસ ગોંડલ મંદિરમાં પાટી વેચવા માટે આવ્યો. તેણે જુદી જુદી જાતની સૂતરની પાટીઓ બતાવી. આ અનેક પ્રકારની પાટીઓના બંડલમાંથી એક બંડલ આચાર્ય મહારાજશ્રીને ગમી ગયું એટલે તેની કિંમત પૂછી. વેચનારાએ તેની કિંમત ચાલીસ રૂપિયા ઠેરાવી.

મહારાજશ્રીએ પાર્ષદને કહ્યું કે, 'આ પાટીનું બંડલ લઈને આ માણસને કોઠારમાંથી ચાલીસ રૂપિયા અપાવી દેજો.'

પાર્ષદ આજ્ઞા મુજબ પાટી વેચનારને કોઠારની ઓફિસમાં લઈ ગયા અને કહ્યું કે 'આ વેપારીને ચાલીસ રૂપિયા આપીને આ પાટીનું બંડલ મહારાજશ્રી માટે લઈ લો.'

આ સમયે નારાયણદાસજી સ્વામી ત્યાં બેઠા હતા. તેમણે પાર્ષદને વિદાય કરીને પાટીવાળાને પોતાની પાસે બેસાર્યો અને કહ્યું, 'ભાઈ આ પાટીની કિંમત હું જાણું છું. જો આમાં બે રૂપિયાનું સુતર છે અને બીજી તમારી મજૂરી ગણીએ તો બે ને બે ચાર રૂપિયાની પાટી થાય. પાટી જરા વધારે સારી રીતે વણી છે અને અમારા આચાર્ય

મહારાજશ્રીએ પસંદ કરી છે તેનો એક રૂપિયો વધારે એમ કુલ પાંચ રૂપિયાનું આ પાટીનું બંડલ થાય. આનાથી એક પૈસો પણ વધારે ન આવે.'

આમ પાંચ રૂપિયાની પાટીના તું ચાલીસ રૂપિયા માગે છે, અમને તો મહારાજશ્રીએ પાટી લેવાનું કહ્યું છે તે જરૂર લઈશું પણ કેટલા રૂપિયા દેવા એ તો અમારે જોવાનું છે. તું ગરીબ માણસ છો, તો તને લૂંટી લેવો નથી, તને રાજી કરીને પાટી લેવી છે. માટે હવે બોલ, કેટલા રૂપિયા લેવા છે.'

પાટી વેચનારો કહે, 'સ્વામીજી તમે રાજી થઈને જે આપો તે લેવું છે.

સ્વામીશ્રી કહે, 'તને પાંચ રૂપિયા આપશું.'

પાટીવાળો પાંચ રૂપિયા લેવા તૈયાર થઈ ગયો.

પાટીનું બંડલ લઈને સ્વામીએ કોઠારી પાસેથી પાંચ રૂપિયા અપાવ્યા. ઉપરાંત તેને મંદિરમાં જમાડયો અને પ્રસાદી પણ આપી એટલે પાટી વેચનાર તો રાજી રાજી થઈને ગયો.

આ ઘટનાની હકીકત આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજના જાણવામાં આવી. મહારાજશ્રી બહુ વિચક્ષણ મહાપુરુષ હતા. તેઓ વ્યક્તિની કામગીરીથી જ વ્યક્તિની કાર્યશક્તિનું માપ કાઢી લેતા.

નારાયણદાસજી સ્વામીએ ચાલીસ રૂપિયાની પાટી માત્ર પાંચ રૂપિયામાં લીધી એ જાણીને આ સંતની કરકસરપૂર્વક વ્યવહાર ચલાવવાની આવડતનું માપ કાઢી લીધું અને 'આવા સંતને મંદિરના વ્યવહારમાં નિયુક્ત કર્યા હોય તો તેમની શક્તિનો ઉપયોગ કરી શકાય.' આ વિચાર મનમાં રાખીને મહારાજશ્રી ગોંડલથી ફરતા ફરતા જૂનાગઢ પધાર્યા.

જૂનાગઢમાં કોઠારીપદે એ સમયમાં સ્વામી મુકુંદચરણદાસજી હતા. તેઓ સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીના શિષ્ય હતા. તેઓ વયોવૃદ્ધ થયા હતા તેથી આચાર્ય મહારાજશ્રી વિહારીલાલજીએ તેમના સહાયક કોઠારી તરીકે નારાયણદાસજી સ્વામીને સેવામાં રાખવા ભલામણ કરી.

મહારાજશ્રીની વાતથી કોઠારી મુકુંદચરણદાસજી સ્વામી પણ રાજી થયા.

આ રીતે સંવત્ ૧૯૪૦ની સાલમાં સ્વામી નારાયણદાસજી સ્વામી જૂનાગઢના શ્રી રાધારમણદેવ મંદિરના કોઠારી તરીકે નિયુક્તિ પામ્યા.

એકાદ વર્ષમાં જ મુખ્ય કોઠારી સ્વામી મુકુંદચરણદાસજી સ્વામી અક્ષરવાસી થયા. આ એક વર્ષમાં જ નારાયણદાસજી સ્વામી મંદિરના કામકાજ અને વહીવટથી પુરા માહિતગાર થઈ ચૂક્યા હતા.

સ્વામી મુકુંદચરણદાસજીના અક્ષરવાસ બાદ સ્વામી નારાયણદાસજી જૂનાગઢ મંદિરના મુખ્ય કોઠારી બન્યા. સ્વામીએ વર્ષો સુધી આ શ્રીજી સ્થાપિત મંદિરનો કુશળતા પૂર્વક વહીવટ કર્યો. આ સમયગાળા દરમિયાન મંદિરની સર્વરીતે પ્રગતિ થઈ.

## જુનાગઢ મંદિરનો વિકાસ

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી સાધુતાની મૂર્તિ હતા. સાથોસાથ સેવામૂર્તિ સંત હતા અને સ્વામીમાં જેવી સાધુતા હતી એવી જ કોઠાસૂઝ અને કુશળતા હતી.

સ્વામી આજાનબાહુ હતા, સ્વામીના શરીરનો બાંધો સુદૃઢ હતો. જાત મહેનત કરવામાં ક્યારેય થાકતા નહિં. ગમે તેવી સેવા પ્રવૃત્તિ હોય તો પણ કથાવાર્તાનું અનુસંધાન ચૂકતા નહિં.

પુરાણી સ્વામી ગોપીનાથદાસજી અને નારાયણદાસજી સ્વામી આ બન્ને મહાન સંતો સદ્‌ગુરુ બાલમુકુંદદાસજીના ડાબા જમણા હાથ હતા. બન્નેને એકબીજા સાથે હેત હતું અને બન્ને પરસ્પર એકબીજાના પૂરક હતા.

સ્વામીશ્રી વર્ષો સુધી જૂનાગઢ મંદિરમાં રહ્યા એ દરમિયાન જૂનાગઢ મંદિરનો સારો વિકાસ થયો. સ્વામીશ્રીએ મંદિરમાં વિશાળ ભંડારનું નિર્માણ કરાવ્યું.

નિજ મંદિરમાં એક દેરામાંથી બીજા દેરામાં જઈ શકાય એવી વ્યવસ્થા નહોતી. માત્ર નાની નાની બારીઓ હતી. તેથી પુજારીઓને એક દેરામાંથી બીજા દેરામાં થાળ વગેરે લઈ જવામાં ભારે મુશ્કલી પડતી હતી.

સ્વામીશ્રીએ કુંડલાવાળા મિસ્ત્રી કાનજીભાઈને બોલાવ્યા. તેઓ કુશળ કારીગર હતા. સ્વામીએ એની સાથે ચર્ચા વિચારણા કરી, શિખરોને નુકશાન ન થાય તે રીતે વચલી નાની બારીઓની જગ્યાએ કમાનો કરાવી તેથી કાયમને માટે સરળતા થઈ ગઈ.

જૂનાગઢ મંદિરમાં હરિભક્તોની આવ-જા ખૂબ જ રહેતી હતી પરંતુ ઉતારાની જોઈએ એવી વ્યવસ્થા નહોતી.

વિ. સં. ૧૯૭૨ની સાલમાં સ્વામીએ મંદિરના પૂર્વ ભાગે સરકારી પડતર જમીન પડેલી તે મેળવીને ત્રણ માળની મોટી હવેલી બંધાવી. જેમાં વિશાળ સભા મંડપ,

આચાર્ય શ્રી તથા હરિભક્તોના ઉતારાનો સમાવેશ થતો હતો. જૂનાગઢ મંદિરમાં પાણીના સંગ્રહની તકલીફ હતી તેથી સ્વામીએ વિ. સં. ૧૯૮૦ની સાલમાં કુંડલાથી મિસ્ત્રી કાનજીભાઈને બોલાવી કમાનોવાળું બાંધકામ કરાવી આશરે ૧૦૦ ફૂટ પહોળી અને ૧૫૦ ફૂટ લાંબી મોટી ટાંકી કરાવેલી.

## અનોખી એકાદશી

વિ. સં. ૧૯૮૩ની સાલમાં સ્વામીએ નિજ મંદિરમાં ઈટાલીયન આરસ પથરાવ્યો હતો જે આજે પણ જેમનો તેમ છે. આ આરસની સેવા રાજકોટના મિસ્ત્રી હરિભાઈ ગંગદાસભાઈ તથા વાગુદડ દરબારે કરી હતી જેમાં મિસ્ત્રી તરીકે જામનગરના ગોવાભાઈ પમાભાઈએ સેવા આપી હતી. મુખ્ય કારીગર તરીકે જામનગરના મૂળજીભાઈ લધાભાઈ હતા. તેઓ સ્વામીના ખૂબ જ કૃપાપાત્ર હતા.

જૂનાગઢ મંદિરની સામેની બાજુ ગૌશાળાવાળા વંડામાં પાણીની ટાંકીનું કામ ચાલી રહ્યું હતું. કુંડલાનાં કાનજીભાઈ મિસ્ત્રીની દેખરેખ નીચે એ કામ થતું હતું. કાનજીભાઈ ખૂબ સારા ભક્તરાજ હતા.

કાનજીભાઈ મિસ્ત્રીને સ્વામીના વચનમાં પૂર્ણ વિશ્વાસ હતો. પોતે ખૂબ સારા કારીગર હોવા છતાં કોઈપણ કામમાં સ્વામીની રુચીને જ અનુસરતાં હતાં. તેઓ યોગ્ય સલાહ સૂચન કરતાં પણ ક્યારેય પોતાનું ધાર્યું કરતાં ન હોતા.

એનાં અંતરમાં હંમેશા સ્વામીને રાજી કરવાનું તાન રહેતું. તેઓ માત્ર કારીગર નહોતા, સારા ભક્ત અને ઉત્તમ મુમુક્ષુ પણ હતાં.

નારાયણદાસજી સ્વામી પણ કાનજીભાઈ મિસ્ત્રી પર ખૂબ જ રાજી હતા. અને બંને વચ્ચે ગુરુ-શિષ્યનો અનુપમ સંબંધ હતો.

જૂનાગઢની પાણીની ટાંકીનું કામ મોટું અને જોખમી હતું. આશરે સો બાય દોઢસો ફૂટની ટાંકી કરવી એ કાંઈ નાની વાત નહોતી!

કાનજીભાઈ મિસ્ત્રીએ પોતાની આગવી કુનેહ વાપરી કમાન આકારનું બાંધકામ કરી તેના ઉપર પાણીની વિશાળ ટાંકી બાંધી.

આ ટાંકીને લીધે મંદિરને જળ સંગ્રહની સમસ્યા સારી રીતે હલ થઈ હતી. આ ટાંકીમાં દિવસો સુધી ચાલે એટલાં પાણીનો સંગ્રહ થઈ શકતો હતો. મંદિરની દરેક જગ્યાએ સરળતાથી કુદરતી દબાણથી જ પાણી પહોંચી જતું હતું.

આ ટાંકીના બાંધકામથી નારાયણદાસજી સ્વામી કાનજીભાઈ મિસ્ત્રી ઉપર ખૂબ જ રાજી થયા હતાં.

કાનજીભાઈને સવાર સાંજ નાસ્તા પાણી ભોજન વગેરેની વ્યવસ્થા સ્વામીએ સારી રીતે ગોઠવી દીધી હતી. ક્યારેક ક્યારેક સ્વામી સ્વયં કાનજીભાઈને પીરસવા આવતાં.

આવા મહાન સંતો પોતાના હાથે પીરસે એ હરિભક્તો માટે બહુ મોટો લહાવો ગણાય.

એક સમયની વાત છે. એકાદશીનો પવિત્ર દિવસ હતો. પાણીની ટાંકીનું કામ લગભગ પુરું થવા આવ્યું હતું.

સવારનાં સમયમાં કાનજીભાઈ મિસ્ત્રી નાસ્તા પાણી માટે ભંડારમાં આવ્યાં હતાં.

નારાયણદાસજી સ્વામી પણ આ ભક્તને ભાવથી પીરસવા માટે ભંડારમાં આવ્યા હતાં. સ્વામીને આજે અંતરમાં આ સેવક ઉપર ખૂબ જ હેત ઉભરાયું હતું એટલે સ્વામી પોતે પોતાનાં હાથે કાનજીભાઈ મિસ્ત્રીને પ્રસાદ પીરસવા માંગતાં હતા.

કોણ જાણે કેમ સ્વામીને એકાદશીનો ખ્યાલ રહ્યો કે ન રહ્યો, એમણે રાધારમણદેવનાં થાળમાં આગલાં દિવસે ધરાવેલા ચૂરમાનાં ચાર લાડુ હાથમાં લીધા અને બહાર આવી કાનજીભાઈ મિસ્ત્રીની થાળીમાં મુકી દીધા.

કાનજીભાઈ એકાંતિક ભક્તરાજ હતા. તેઓ નિયમિત રીતે એકાદશી કરતા હતા.

ચૂરમાના લાડુ જોઈ કાનજીભાઈ એકદમ ખચકાયા અને સ્વામીની સામે જોયું. સ્વામી સામે ઊભા ઊભા રાજીપાથી મંદ મંદ હસી રહ્યા હતા.

સ્વામી બોલ્યા, 'કાનજીભાઈ! તમે પ્રેમથી પ્રસાદ જમી લો. તમારે આખો દિવસ કામ કરવાનું છે. એટલે શરીરને ટેકો જોઈએ.'

કાનજીભાઈ મિસ્ત્રીના મનમાં વિચારોનો પ્રવાહ અત્યંત વેગથી વહી રહ્યો હતો. એમને થયું, 'જો હું કહીશ કે આજે એકાદશી છે તો સ્વામી ક્ષોભ પામશે! અને જો જમીશ તો એકાદશી ભાંગશે.' કાનજીભાઈ ભારે ધર્મસંકટમાં મૂકાયા.

કાનજીભાઈએ તાત્કાલિક નિર્ણય લીધો. 'એકાદશી ભાંગશે તો પ્રાયશ્ચિત કરી લઈશ પણ

સ્વામીના રાજીપાના પ્રસાદનો અનાદર કરવો નથી.'

એમણે કોઈ વિશેષ વિચાર કે આનાકાની કર્યા સિવાય સ્વામીના હાથનો પ્રસાદ સ્વીકારી લીધો.

સ્વામીના હાથનો પ્રસાદ જમતા કાનજીભાઈના હૈયામાં ભારે ટાઢક થઈ. એણે અંતરની આવી શાંતિ પહેલા ક્યારેય અનુભવી નહોતી! કાનજીભાઈ મિસ્ત્રીની આજની એકાદશી કોઈ અનોખી એકાદશી હતી!

વર્ષો પછી કાનજીભાઈ મિસ્ત્રી સ્વયં આ પ્રસંગને યાદ કરી ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજને કહેતા, 'સ્વામી! મે આખી જીંદગી એકાદશી કરી છે પણ નારાયણદાસજી સ્વામીએ એકાદશીના દિવસે મને ચૂરમાના લાડુ જમાડ્યા એવી એકાદશી મેં ક્યારેય કરી નથી. સ્વામીના હાથની એ પ્રસાદીથી મારા અંતરમાં જે શાંતિ થઈ અને ભજન-સ્મરણમાં સુખનો જે વધારો થયો એનું વર્ણન મારાથી થઈ શકે એમ નથી'

આ અકલ્પનીય પ્રસંગનો મર્મ છે કે, વિધિ-નિષેધો કરતાંય સદ્‌ગુરુનો રાજીપો વિશેષ મહત્વનો છે, જોકે આવા પ્રસંગો અપવાદરૂપ હોય છે. આવા પ્રસંગોનાં છાસવારે પુનરાવર્તન થતા નથી અને મહિમાને ઓથે પુનરાવર્તન કરાય પણ નહિ.

એક તો નારાયણદાસ સ્વામી અત્યંત ધર્મનિષ્ઠ સંત હતા. બીજુ કાનજીભાઈ મિસ્ત્રી પણ આજ્ઞા અને ઉપાસનામાં દૃઢ એકાંતિક ભક્ત હતા.

બે માંથી એકેય ધર્મ-પાલનમાં ક્યારેય છૂટ લેતા નહોતા. કાચાપોચાને તો વ્રતઉપવાસના દિવસે મિષ્ટ ભોજન જમવાની છૂટ મળે તો રાજીરાજી થઈ જાય!

કાનજીભાઈની વાત નોખી હતી. એમને એકાદશીએ ચૂરમાના લાડુ મળ્યા એનો આનંદ નહોતો, એમને મન તો ભગવાન જેવા સમર્થ નારાયણદાસજી સ્વામીનો રાજીપો મળ્યો એ જ મહત્વનું હતું.

## હનુમાનજી હળવા થયા

જૂનાગઢ મંદિરના નિજમંદિરમાં ઉત્તરાદે ભાગે હાલમાં જ્યાં પગથિયાં છે ત્યાં હનુમાનજી-ગણપતિજીની ભવ્ય મૂર્તિઓ છે.

વિ. સં. ૧૯૧૧માં સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામીએ આ મૂર્તિઓ મંદિરના નીચેના ભાગમાં હાલ જ્યાં છત્રી છે ત્યાં પધરાવેલી હતી.

પૂજારીઓને દરરોજ નીચે થાળ ધરવા જવા-આવવાની તકલીફ પડતી હતી. ચોમાસાની ઋતુમાં તો મુશ્કેલીમાં ભારે વધારો થતો હતો. સ્વામી યોગેશ્વરદાસજી, સ્વામી અક્ષરસ્વરુપદાસજી, સ્વામી બાલમુકુંદદાસજી વગેરે મહાન સદ્‌ગુરુ સંતોની ઈચ્છા હતી કે 'આ બન્ને મૂર્તિઓ નિજ મંદિરની પ્રદક્ષિણાના ભાગમાં જ પધરાવાય તો ઠીક.'

નારાયણદાસજી સ્વામીએ આ પવિત્ર સંતોના સંકલ્પને પૂર્ણ કરવાનો નિર્ણય કર્યો.

સ્વામીએ નિજ મંદિરની ઉત્તરાદિ પ્રદક્ષિણાના પગથિયાની બન્ને તરફ પૂર્વ પશ્ચિમ ભાગે બે સુંદર શિખરોવાળા મંદિરો તૈયાર કરાવડાવ્યા.

મંદિર તૈયાર થઈ ગયા પછી સ્વામીએ કુશળ કારીગરો પાસે બન્ને મૂર્તિઓ ખંડિત ન થાય એ રીતે ખોલાવી, ત્યાર પછી બન્ને મહાકાય મૂર્તિઓને ઉપર ફેરવવાનું કાર્ય શરૂ કરવામાં આવ્યું.

એમાં ગણપતિજીની મૂર્તિ તો હળવા ફૂલની જેમ ઉપડી ગઈ અને નવા ડેરામાં યથાસ્થાને સરળતાપૂર્વક બિરાજીત થઈ પરંતુ હનુમાનજી મહારાજની મૂર્તિ કોઈ રીતે ઉપડતી નહોતી.

સ્વામીની દેખરેખ હેઠળ સંતો અને હરિભક્તાએ વજન ઉંચકવાની મોટી કંપી ઉભી કરેલી. કંપી સાથે દોરડા બાંધી સંતો ભક્તો હનુમાનજી મહારાજની મૂર્તિને ઉપર લેવા ભગીરથ પુરુષાર્થ કરી રહ્યા હતા પણ હનુમાનજી મહારાજ જાણે પોતાનો પ્રભાવ બતાવવા માગતા હોય એમ પર્વત જેવા વજનદાર બની ગયા હતા.

મૂર્તિને ઉપાડતી વખતે એક બે વાર કંપીના દોરડા પણ તૂટી ગયા પરંતુ હનુમાનજી મહારાજ ન ઉપડ્યા તે ન જ ઉપડ્યા.

બપોરના બાર વાગ્યાનો સમય થઈ ચૂક્યો હતો. બધા મહેનત કરી કરીને થાકી ગયા હતા. હઠીલા હનુમાનજી મહારાજ ઉઠવાનું નામ લેતા નહોતા.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ કહ્યું, 'બપોરના બાર વાગવા આવ્યા છે એટલે હમણા આ કામ બંધ રાખો. બધા ઠાકોર જમાડી થોડો સમય આરામ કરી લ્યો પછી કાર્ય કરીશું.'

સ્વામીએ હાથ-પગ ધોયા, ઠાકોર જમાડ્યા, બપોરની કથા કરી પછી સ્વામી એકલા જ હનુમાનજી મહારાજ પાસે પધાર્યા.

સ્વામીએ હનુમાનજીને હાથ જોડીને પ્રાર્થના કરી કે 'દાદા! તમે શા માટે હઠ કરો છો, છે એના કરતાં ઉપરના

ભાગે સારું દેરું તૈયાર થયું છે. તમારી સેવા વિધિ પણ ત્યાં બરાબર થશે. અહીયાં ચોકમાં કૂતરા-બિલાડાં રખડે છે. તે વારંવાર સ્થાનને અપવિત્ર કરે છે. માટે કૃપા કરી ઉપર પધારો.'

સ્વામીની પ્રાર્થના સાંભળી લીધી હોય એમ હનુમાનજી મહારાજની મૂર્તિ મંદ મંદ સ્મિત કરવા લાગી.

સ્વામીએ કામ કરનારા સંતો-હરિભક્તોને તેડાવ્યા, કંપી બરાબર ફીટ કરી. તૂટેલા દોરડા બદલાવ્યાં અને મૂર્તિને ઉપાડવાનો પ્રયાસ શરુ કર્યો.

એ જ સમયે અદ્‌ભૂત ચમત્કાર સર્જાયો. જે મૂર્તિ કોઈ રીતે ઉપડતી નહોતી એ મૂર્તિ હળવા ફૂલની જેમ ઉંચકાઈ ગઈ અને હનુમાનજી મહારાજ યથાસ્થાને બિરાજી ગયા.

આ ચમત્કાર જોઈને સર્વને આશ્ચર્ય થયું.

## હનુમાનજીએ હરિભાઇને પરચો દીધો

આ સમયે બીજો એક અદ્‌ભૂત પ્રસંગ બન્યો. હનુમાનજી મહારાજની આ મૂર્તિને ફરતી વાનરસેના નહોતી. સ્વામીને મનમાં થયું કે 'મૂર્તિને ફરતી વાનરસેના ફીટ થાય તો મૂર્તિ વધારે રમણીય લાગે.'

સ્વામીએ જામનગરના સુપ્રસિદ્ધ કારીગર મિસ્ત્રી હરિભાઈ ઘેલાભાઈને બોલાવ્યા અને કહ્યું, 'હરિભાઈ! તમે સારા કારીગર છો તેથી આ મૂર્તિને ફરતી ત્રણ થરી વાનરસેના કરી આપો.'

હરિભાઈએ કહ્યું, 'સ્વામી! તમે માર્ગદર્શન આપો તે પ્રમાણે હું હનુમાનજીની સેના તૈયાર કરીશ.' સ્વામીએ હરિભાઈને હનુમાનજીની સેના કઈ રીતે કરવી તેનું માર્ગદર્શન આપ્યું.

હરિભાઈએ મૂર્તિને ફરતી સેનાનું કામ શરૂ કર્યું. નીચેથી શરૂ થયેલું કામ હનુમાનજીની ગદા અને મુગટના તોરા સુધી પહોંચ્યું.

બન્યું એવું કે તોરા પાસે એક વાનરનું સ્વરૂપ ફીટ કરવામાં હનુમાનજી મહારાજના મુગટનો તોરો થોડો નડતો હતો. હરિભાઈએ સ્વામીને કહ્યું, 'સ્વામી! આ તોરાને લીધે વાનરનું એક સ્વરુપ ફીટ થતું નથી. તમે જો રજા અઆપો તો હું આ તોરાનો સહેજ ભાગ કાપી નાખું અને આ વાનર સ્વરુપને ફીટ કરી દઉં.'

સ્વામી તુરંત બોલ્યા, 'જો જો હરિભાઈ! એવી ભૂલ રખે કરતા! વાનરનું સ્વરૂપ ફીટ ન આવે તો સ્વરુપ નાનુ કરો અથવા એ ભાગ ખાલી રાખી દ્યો. પરંતુ તોરામાં કાપકૂપ કરશો નહિં. કારણ કે આ મૂર્તિમાં હનુમાનજી મહારાજ હાજરાહજૂર બિરાજે છે.' આટલી ચેતવણી આપી સ્વામી આસને પધાર્યા.

આ બાજુ હરિભાઈએ કામ આગળ વધાર્યું. વાનર સ્વરુપમાં થોડા ફેરફાર કર્યા છતાં એ સ્વરુપ બરાબર ફીટ ન થયું. હરિભાઈને થયું સહેજ ટાંકણું મારીને તોરો સરખો કરું એમાં વાંધો નહીં આવે!

સ્વામીએ સ્પષ્ટ ચેતવણી આપી હતી છતા એમણે હથોડી અને ટાંકણું હાથમા લીધા. તોરા ઉપર સહેજ ટચકો માર્યો. એ જ વખતે જાણે વિજળીનો કરંટ લાગ્યો હોય એમ હરિભાઈને આંચકો આવ્યો! એનાથી રાડ પડાઈ ગઈ અને પછડાટ ખાઈને નીચે પડ્યા!

કામ કરનારા ભક્તો એમને તરતજ ઝોળીમા નાખી નીચે લાવ્યા પણ શરીર ભય અને તાવથી ધ્રુજી રહ્યું હતુ. હનુમાનજી મહારાજે હરિભાઈને ભારે પરચો બતાવ્યો. પાંચ-પાંચ દિવસ સુધી તાવ ઉતર્યો નહિ.

સ્વામીએ હનુમાનજી મહારાજને પ્રાર્થના કરી કે, 'દાદા! તમે દયાળુ છો, જીવ બાળક જેવા છે. એનાથી તો ભૂલ થયા જ કરે, માવતર બાળકના અપરાધ જોતા નથી. હરિભાઈ સેવક છે માટે એમને માફ કરો.' સ્વામીની પ્રાર્થના હનુમાનજી મહારાજે સાંભળી. હરિભાઈનો તાવ ઉતરી ગયો.

સ્વામીએ હરિભાઈને કહ્યું, 'હરિભાઈ! હનુમાનજીની કૃપાથી હવે તમે સાજા થઈ ગયા છો, માટે તમે હનુમાનજીની સેનાનું કામ આગળ વધારો.'

હરિભાઈએ કહ્યું, 'સ્વામી! હવે મને બીક લાગે છે. મારાથી આ કામ પૂરુ નહીં થાય.'

સ્વામીએ ખૂબ સમજાવ્યા પણ એમનો ભય ઓછો ન થયો.

ભયના માર્યા કામ અધૂરું મૂકીને હરિભાઈ જામનગર ચાલ્યા ગયા.

સ્વામીએ હનુમાનજીની સેનાનું અધૂરું કામ બીજા કારીગર પાસે પૂરું કરાવ્યું.

આજે પણ હનુમાનજીના દેરામાં નિરખીને દર્શન કરીએ તો જણાય આવે છે કે હનુમાનજી સેનાની નીચેની મૂર્તિઓ કરતાં ઉપરની મૂર્તિઓ જૂદી પડે છે.

## સુવર્ણના સિંહાસનો

વિ. સં. ૧૯૮૫ ની સાલમાં સ્વામીએ રાધારમણદેવનું સિંહાસન સુવર્ણનું કરાવ્યું જેમાં લગભગ આઠ હજાર રૂપિયાનો ખર્ચ થાય તેમ હતો. આ સેવા મેંગણી દરબાર અર્જુનસિંહજીએ એકલાએ કરી હતી.

સ્વામીના મનમાં થયું કે 'રાધારમણદેવનું સુવર્ણ સિંહાસન તો થયું પણ હવે રણછોડ ત્રિકમરાયનું સિંહાસન સોનાનું થાય તો સારું.' આવા શુભ સંકલ્પ સાથે સ્વામી રાજકોટ પધાર્યા. રાજકોટના હરિભક્તોએ સ્વામીને કહ્યું, 'સ્વામી! અમારે લાયક સેવા બતાવો.'

સ્વામીએ પોતના મનનો સંકલ્પ રાજકોટના હરિભક્તોને જણાવ્યો. રાજકોટના હરિભક્તોએ સહુએ મળીને આ સેવા ઉપાડી લીધી.

બે સિંહાસનો તો સુવર્ણના થયા પરંતુ હવે સિદ્ધેશ્વર મહાદેવજીના સિંહાસનનું કામ રહી જતું હતું.

સ્વામીનો સંકલ્પ હતો કે 'હવે આ કાર્ય પૂરું થાય તો ત્રણેય સિંહાસનો સુવર્ણના થઈ જાય.'

સુવર્ણના સિંહાસનના સેવાકાર્ય માટે સ્વામી રાજકોટમાં રોકાયા હતા. આ વાતની ખબર જામનગરના હરિભક્તોને પડી, તોઓને થયું, 'સ્વામી જામનગર પધારે તો સારું.'

બધા હરિભક્તોએ મળી સત્સંગના આગેવાન દલપતભાઈ કરુણાશંકર ઓઝાને કહ્યું, 'તમે રાજકોટ જાવ. સ્વામીને જામનગર પધારવા વિનંતી કરજો અને બને તો તેડી લાવજો.' દલપતભાઇ રાજકોટ આવ્યા. સ્વામીનાં દર્શન કર્યાં અને બોલ્યા, 'સ્વામી! અમારું જામનગર ધરતીને છેડે છે. અમે ગરીબ હરિભક્તો છીએ. તમે અમને ભૂલી ગયા તો નથી ને!'

સ્વામીએ કહ્યું, 'દલપતભાઈ! અમે જામનગરને ક્યારેય ભૂલ્યા નથી.' દલપતભાઈ બોલ્યા, 'સ્વામી! તો જામનગરના બધા હરિભક્તોનો આગ્રહ છે કે આપ જામનગર પધારો.'

સ્વામીએ કહ્યું, 'દલપતભાઇ! અમે અમારી અનુકૂળતાએ જામનગર અવશ્ય આવીશું પરંતુ તમે જુઓ છો કે રાધારમણદેવનું સિંહાસન સુવર્ણનું થઈ રહ્યું છે. મધ્ય મંડપમાં રણછોડ ત્રિકમરાયજીના સુવર્ણ સિંહાસનની સેવા રાજકોટના સત્સંગ સમાજે કરી છે. હવે સિદ્ધેશ્વર મહાદેવનું સિંહાસન રહી જાય છે અને એ સિંહાસન બીજા કરતાં નાનું હોવાથી એનો ખર્ચ પણ ઓછો આવે તેમ છે. શું જામનગરના સત્સંગીઓ થોડી સેવા કરીને આ કાર્ય પૂરું કરાવી શકશે?'

દલપતભાઈએ કહ્યું, 'સ્વામી! આપ જાણો છો. જામનગરનો સત્સંગ સમાજ રાજકોટ જેવો સમૃદ્ધ નથી છતાં સેવાભાવી ખૂબ છે માટે અમે બધા સિંહાસન માટે જેટલી બની શકશે તેટલી વધારે સેવા કરીશું.'

સ્વામીએ કહ્યું, 'ભલે દલપતભાઈ! અમે અવશ્ય જામનગર આવીશું.' થોડા સમય બાદ સ્વામી જામનગર પધાર્યા. જામનગરના હરિભક્તો અત્યંત આનંદમાં આવી ગયા. બધાએ સિદ્ધેશ્વર મહાદેવના સિંહાસન માટે યથાશક્તિ સેવા કરી.

સ્વામીએ ખાસ ભલામણ કરી હતી કે 'જેની જેવી પહોંચ હોય એ પ્રમાણે જ સેવા કરજો. કોઈ હરિભગત ગરીબ હોય અને એક રૂપિયો આપે તોય સ્વીકારી લેવો પરંતુ એમની પાસેથી વધારે સેવાનો આગ્રહ રાખશો નહિં.'

જામનગરના હરિભક્તોએ ઉત્સાહથી સેવાઓ નોંધાવી અને સિધ્ધેશ્વર મહાદેવનું સિંહાસન પણ સુવર્ણનું થઈ ગયું. ગોખરવાળાના સુતાર ભગવાનજીભાઈની કારીગરી સમસ્ત સત્સંગમાં પ્રસિદ્ધ હતી.

સ્વામીની આજ્ઞાથી લાકડાના સિંહાસનની કોતરણીનું કામ અને એના ઉપર સોનાનું પતરું મઢવાનું કામ સુતાર ભગવાનજીભાઈએ તથા બીજા સુતાર મિસ્ત્રી દેવજીભાઈએ સેવા ભાવનાથી કરી આપ્યું હતું અને સ્વામીનો રાજીપો મેળવ્યો હતો.

આ રીતે કલ્પવૃક્ષ સમાન શ્રીહરિએ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનો ત્રણેય સિંહાસનોને સોનેથી મઢવાનો સંકલ્પ પૂર્ણ કર્યો.

## ધ્યેય અને ઉપાસ્ય માત્ર મહારાજ જ હોય!

સ્વામિનારાયણ સંપ્રદાયમાં ધ્યેય અને ઉપાસ્ય માત્રને માત્ર એક પરબ્રહ્મ પરમાત્મા જ છે.

ભગવાન સ્વામિનારાયણે શિક્ષાપત્રીમાં આજ્ઞા કરી છે કે ભગવાન અને ભગવાનના અવતારો નિર્ગુણ છે માટે એમનું ધ્યાન કરવું પરંતુ ભગવાનના ભક્તો ગમે તેવા બ્રહ્મનિષ્ઠ થયા હોય તો પણ એમનું ધ્યાન કરવું નહિં.

સ્વામિનારાયણ સંપ્રદાયના સંતો, ભક્તો, આચાર્યો ક્યારેય પોતાની પ્રતિષ્ઠાનો મોહ રાખતા નહી. તેઓ વ્યક્તિગત ફોટા કે પ્રતિમાઓના મોહથી મુક્ત રહેતા. તેઓ સત્સંગીઓને નિત્ય પૂજન, ઉપાસના માટે હંમેશા પરમાત્માની જ છબીઓ, પ્રતિમાઓ કે ફોટાઓ આપતા, પરંતુ ક્યારેય પોતાની છબીઓ કે ફોટા આપતા નહીં.

સદ્‌ગુરુ ગુણાતીતાનંદ સ્વામી કે સદ્‌ગુરુ બાલમુકુંદદાસજી સ્વામીએ પણ પોતાના જીવનમાં ક્યારેય સ્વતંત્ર રીતે પૂજાવાનો કે પોતાના ફોટા શિષ્યોને આપવાનો મોહ રાખ્યો નહોતો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પણ એ જ પરંપરાને દૃઢપણે અનુસર્યા હતા. તેઓ પોતાના ગુરુઓની પેઠે જ વ્યક્તિપૂજાના સખત વિરોધી હતા.

તેઓ ક્યારેય પોતાનો ફોટો પાડવા દેતા નહિં. કોઈ ફોટા પાડવા આવે તો સ્પષ્ટ કહેતા કે 'સાધુઓના ફોટાઓનો આગ્રહ ન રાખવો. આપણે ભગવાનના સ્વરુપમાં જ વળગવું જોઈએ અને એમની પ્રતિમાની જ પૂજા કરવી જોઈએ.'

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના જીવનમાં અપવાદરુપે પડાયેલા માત્ર બે જ ફોટા જોવા મળે છે.

વિ. સં. ૧૯૮૪ની સાલ હતી. વૈશાખ વદ બીજનો દિવસ હતો. જૂનાગઢ રાધારમણ દેવનો શતવાર્ષિક પાટોત્સવ ભારે ધામધૂમથી ઉજવાઈ રહ્યો હતો. દેશ દેશાંતરમાંથી હજારો હરિભક્તો ભેગા થયા હતા. વડતાલથી આચાર્ય શ્રી શ્રીપતિપ્રસાદજી મહારાજ પણ આ પ્રસંગે પધાર્યા હતા.

આ શુભ પ્રસંગે ભવ્ય વિષ્ણુયાગનું આયોજન થયું હતું.

યજ્ઞવિધિના આરંભે સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી યજ્ઞ મંડપમાં પધાર્યા.

ભૂદેવોએ વિધિવત્ વેદના મંત્રોનું ગાન કરી યજ્ઞના અંગભૂત દેવતાઓનું સ્થાપન કર્યું હતું. મધ્યમાં ભગવાન શ્રીહરિની મૂર્તિ પધરાવી હતી.

હવે બન્યું એવું કે કોઈક પ્રેમઘેલા હરિભક્તે શ્રીહરિની મૂર્તિની સાથોસાથ સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનો ફોટો પણ પધરાવ્યો હતો.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીની દૃષ્ટિ એ ફોટા પર પડી. સ્વામીએ તુરત જ પોતાની પાસે ઉભેલા દેવપ્રસાદદાસજીને કહ્યું, 'એલા! આ ફોટો કોનો છે? મારી પાસે લઈ આવો.'

સ્વામીની આજ્ઞાથી દેવપ્રસાદ સ્વામી ફોટો લઈ આવ્યા. સ્વામીએ જોયું તો પોતાનો જ ફોટો હતો.

યજ્ઞસ્થળે શ્રીહરિની મૂર્તિની સાથોસાથ પોતાનો ફોટો જોઈને સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીનો પુણ્યપ્રકોપ પ્રજ્વલી ઉઠ્યો.

સ્વામીએ ફોટાને લઈ યજ્ઞમંડપમાંથી બહાર આવ્યા અને પડખેની દિવાલ પર ઘા કર્યો એટલે ફોટાના ટૂકડે ટૂકડા થઈ ગયા.

સ્વામીએ દેવપ્રસાદ સ્વામીને કહ્યું, 'આ બધું કચરામાં ફેંકી દો.'

સ્વામી આટલેથી અટક્યા નહિં. એણે દેવપ્રસાદ સ્વામીને પૂછ્યું કે 'આ ફોટો અહીં કોણ લાવ્યું?'

સ્વામીનો પુણ્ય પ્રકોપ જોઈને સ્વામી દેવપ્રસાદદાજી તો સ્તબ્ધ થઈ ગયા હતા. એણે કહ્યું, 'સ્વામી! મને ખબર નથી કે, આ ફોટો અહીં કોણ લાવ્યું?'

સ્વામીએ તપાસ કરાવી અને જેણે ફોટો મૂક્યો હતો એને બોલાવી સખત ઠપકો આપ્યો.

સ્વામીએ કહ્યું, 'ખબરદાર! કોઈ દિવસ મારો ફોટો મહારાજની સાથે મૂકવો નહીં. ગુરુના ફોટા પૂજવાથી ગુરુનો મહિમા વધતો નથી, અને સાચો ગુરુ એથી રાજી પણ થતો નથી. ગુરુને રાજી કરવા હોય તો મહારાજનું ભજન સ્મરણ કરો. શ્રીજી મહારાજે બાંધેલી આજ્ઞામાં રહો. એ સિવાય ગુરુય રાજી નહિં થાય અને મહારાજ પણ રાજી નહિં થાય.'

પેલા શિષ્ય શરમિંદા બની સ્વામીનો ઠપકો સાંભળતા રહ્યા. એણે હાથ જોડીને કહ્યું, 'સ્વામી! એવી ભૂલ મારાથી નહિં થાય, હવેથી તમે જેમ રાજી થશો એમ જ કરીશું.'

મોટા મોટા મહાત્માઓ પણ માન સન્માનની લાલસાથી મુક્ત થઈ શકતા નથી. માનસન્માનની લાલસાને શાસ્ત્રો 'લોકેષણા' કહે છે.

એમાંય મહિમાને ઓથે તો લોકેષણા ભારે પુષ્ટ થતી હોય છે.

મહિમા જરુરી છે પરંતુ એની સાથે વિવેક પણ એટલો જ જરુરી છે. મહિમાના અતિરેકથી ગુપ્તરીતે અહંકારને જ પોષણ મળતું હોય છે. મહિમાના ઓથે ગુરુઓ જાતજાતની યુક્તિઓ દ્વારા કોઠલાના બિલાડા જેવા પોતાના અહંકારને પોષતા હોય છે.

આવા વાતાવરણમાં સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી જેવા લોકેષણાથી મુક્ત મહાપુરુષો નોખા તરી આવે છે.

## મહારાજ પાણી પુરું પાડશે

જૂનાગઢમાં શ્રી રાધારમણ દેવના શત વાર્ષિક પાટોત્સવની તૈયારીઓ ચાલી રહી હતી. પરંતુ મોટી મુશ્કેલી પાણીની હતી.

ઉનાળાના દિવસો હતા.જૂનાગઢ મંદિરના કૂવામાં તળિયું દેખાઇ ગયું હતું. હજારો હરિભક્તો અને સંતો ભેગા થવાના હતા. ત્યારે પાણીનું શું કરવું? એ બહુ મોટો પ્રશ્ન હતો. પાણીના પ્રશ્ને સૌના હૈયા ચિંતાતુર બન્યા હતાં.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી મંદિર ઉપર ગયા અને રાધારમણ દેવ તેમજ હરિકૃષ્ણ મહારાજની સામે ઊભા રહી ગદ્‌ગદ્‌ હૈયે પ્રાર્થના કરી.

'હે દેવ! ઉત્સવ આપનો છે. ઉત્સવમાં પાણીનું સંકટ મોટુ છે.આપની કૃપા થાય તો જ આ પ્રશ્ન હલ થાય એમ છે. અમે અમારાથી બને તે પ્રયત્ન કરીશું પણ હે મહારાજ! તમે સહાય કરજો.'

આટલી પ્રાર્થના કરી સ્વામી નીચે પધાર્યા. બે ચાર સ્વયંસેવકો અને ઇજનેરને લઇ સ્વામી કૂવા પાસે આવ્યા.

સ્વામીએ ઇજનેરને કહ્યું, 'આપણે કૂવા પર મશીન મૂકાવવું છે.' ઇજનેરે કહ્યું, 'સ્વામી! મશીન મૂકવાનો કોઇ અર્થ નથી. કૂવાનું પાણી માંડ એક દિવસ પણ ચાલે તેમ નથી. તો મશીન મૂકીને શું કરીશું?'

સ્વામી બોલ્યા, 'આપણે ભગવાનને સંભારી મશીન મૂકીને ચાલુ કરીએ. આગળ ભગવાનની ઇચ્છા હશે તેમ થશે. ભરોસો હશે તો ભગવાન અવશ્ય પાણી પૂરું પાડશે.'

સ્વામીના વચને કૂવા ઉપર મશીન મૂકવામાં આવ્યું. શ્રીહરિની કૃપાથી અણધાર્યો ચમત્કાર સર્જાયો. મશીન ચાલ્યે જ રાખ્યું પણ પાણી ખૂટ્યું નહિં.

શતવાર્ષિક સમૈયામાં હજારો હરિભક્તો અને ધામ ધામના સંતો બ્રહ્મચારીઓ ભેગા થયા હતા. જ્યાં સુધી સમૈયો ચાલ્યો, ત્યાં સુધી પાણીની સહેજ પણ ખોટ પડી નહિં.

નવાઇની વાત એ છે કે સમૈયો પૂરો થયો અને સાથે સાથે પાણી પણ ખલાસ થયું.

## ખારું પાણી મીઠું કર્યું

જે રીતે જૂનાગઢના શતવાર્ષિક મહોત્સવમાં પાણીની સમસ્યા સર્જાણી હતી એ જ રીતે ધોલેરામાં મદનમોહનજી મહારાજના શતવાર્ષિક સમૈયામાં પણ પાણીની સમસ્યા સર્જાણી.

ધોલેરાની ધરતી એટલે દરિયા કાંઠાના ભાલની ધરતી.આ ધરતીમાં ખારું પાણી ખૂબ મળે પણ મીઠા પાણીની કાયમી ખેંચ રહે.

ઉત્સવ સમૈયા પ્રસંગે ગાડાંઓ જોડી દૂર દૂર થી પાણી લાવવું પડે.

શતવાર્ષિક સમૈયો શરુ થઇ ચૂક્યો હતો. હજારો હરિભક્તો એકઠા થયા હતા. ભોજનની પંક્તિની તૈયારીઓ થઇ ચૂકી હતી. દૂરદૂર પાણી ભરવા ગયેલા પાણીનાં ગાડા સમયસર પહોંચ્યા નહોતા અને પહોંચી શકે તેમ પણ નહોતા. આગેવાન કાર્યકર્તા સંતો ભક્તોનાં મન ભારે મુંઝવણ અનુભવી રહ્યાં હતાં. 'શું કરવું?' એ સૂઝતું નહોતું.

આ પ્રસંગે જૂનાગઢથી સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામી પણ ઉપસ્થિત હતા. સ્વામીએ પાણીની મુંઝવણને પારખી લીધી.

સ્વામીએ મનોમન મદનમોહનજી મહારાજને પ્રાર્થના કરી કે 'હે મદનમોહનજી! સમૈયાની લાજ રાખજો.'

સ્વામી આગેવાન કાર્યકર્તાઓને મળ્યા અને કહ્યું, 'આપણે મૂંઝાવાની જરુર નથી. તમે એક કામ કરો. આ થોડું ઘણું મીઠું પાણી છે એમાં ખારું પાણી ભેળવી દો એટલે પીવામાં ચાલશે અને કામ પૂરું થશે.'

કોઇએ કહ્યું, 'સ્વામી! પણ આ ખારું પાણી કેમ પીવાય?'

સ્વામીએ કહ્યું, 'મદન મોહનજીની કૃપા થાય તો ખારું પાણી પણ મીઠું થઇ જાય. શ્રીજી મહારાજે ખૈયા ખત્રી માટે ખારું પાણી મીઠું કર્યું હતું.લાલજી સુતાર માટે પણ ખારું પાણી મીઠું કર્યું હતું. તો આપણા માટે પણ ખારું પાણી મીઠું કરશે. માટે મહારાજ ઉપર ભરોસો રાખી, ખારું મીઠું ભેળું કરો. મહારાજ આપણી લાજ રાખશે. ચિંતા કરશો નહિં.'

સ્વામીના વચને થોડા મીઠા પાણીમાં ખૂબ ખારું પાણી ભેળવવામાં આવ્યું. ખરેખર અદ્‌ભૂત ચમત્કાર થયો. પાણી ખરેખર મીઠું થઇ ગયું! હજારો હરિભક્તોએ પાણી પીધુ પણ કોઇને સહેજ પણ ખારાશ ન વર્તાણી.

મદનમોહનજી મહારાજે સ્વામીની પ્રાર્થના

સાંભળી કૃપા કરી ટાણું સાચવી લીધું. પછી તો મીઠા પાણીના ગાડાઓની હાર આવી ચૂકી હતી.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીના જીવનમાં ભગવાન શ્રીહરિએ આવા તો કેટલાય પરચાઓ પૂર્યા હતા.

માણાવદરમાં લાલજીની પ્રતિષ્ઠા કરવામાં આવી ત્યારે પણ પાણીની સમસ્યા સર્જાણી હતી.

મંદિરના કૂવામાં પાણી સાવ ડૂકી ગયું હતું.

સદ્‌ગુરુ નારાયણદાસજી સ્વામીએ કહ્યું, 'કૂવાને એક ફૂટ ખોદો એટલે મહારાજની કૃપાથી પાણી થશે.'

અને ખરેખર સ્વામીના વચને એક ફૂટ ખોદવાથી અખૂટ પાણી થયું હતું.... (ક્રમશઃ)

# સમાચાર દર્શન

## જ્ઞાનસત્ર-૩૬

ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજે ભગવાન શ્રી સ્વામિનારાયણના સિદ્ધાન્તોને ઉજાગર કરવા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ મુકામે જ્ઞાનસત્રરુપી સરિતાનું વહન કર્યુ હતું. એ પરંપરાને અવિરત વહાવતા આ વર્ષે અખંડ ભગવત પરાયણ પરમપૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં છત્રીસમાં જ્ઞાનસત્રનું આયોજન કરવામાં આવ્યું હતું. તારીખ ૧ થી ૭ ઓગસ્ટ દરમિયાન યોજાયેલા આ જ્ઞાનસત્રમાં સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને શ્રીમદ્ સત્સંગિજીવન કથાનું આયોજન કરવામાં આવ્યું હતું.

જ્ઞાનસત્ર દરમિયાન કથામાં પૂજ્ય સ્વામીજીએ ભગવાન સ્વામિનારાયણે કરેલી લીલાઓનું રહસ્ય રસાળ શૈલીમાં સમજાવ્યું હતું તથા પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી બાલકૃષ્ણદાસજી સ્વામી, પ.પૂ. સદ્‌ગુરુ પુરાણી શ્રી શ્રીહરિદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી વેદાંતસ્વરુપદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામી, શાસ્ત્રી શ્રી મુનિવત્સલદાસજી સ્વામી વગેરે સંતોએ કથાવાર્તાનો લાભ આપ્યો હતો. ઉપરાંત વડતાલ ટેમ્પલ બોર્ડના ચેરમેન શાસ્ત્રી શ્રી ઘનશ્યામપ્રકાશદાસજી સ્વામી તથા કોઠારી શ્રી દેવપ્રકાશદાસજી સ્વામી, રાજકોટ મંદિરના કોઠારી શ્રી વિવેકસાગરદાસજી સ્વામી તથા પુરાણી શ્રી માધવજીવનદાસજી સ્વામીએ પધારી કથાવાર્તાનો લાભ આપ્યો હતો.

જ્ઞાનસત્ર દરમિયાન રક્ષાબંધનના પવિત્ર અવસરે સદ્‌ગુરુ સંતો દ્વારા ઉપસ્થિત સહુ સંતો તથા હરિભક્તોના કાંડે રાખડી બાંધી ભગવાન સર્વ પ્રકારે રક્ષા કરે તેવી ભાવના સેવી હતી. આ ઉપરાંત રાત્રી કાર્યક્રમમાં વિવિધ આયોજનો કરવામા આવ્યા હતા. જેમાં મહિલા મંચમાં સાંખ્યયોગી બહેનોના સાનિધ્યમાં કથાવાર્તા તથા સાંસ્કૃતિક કાર્યક્રમ યોજાયો હતો. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી સાથે પ્રશ્નોત્તરી દરમિયાન સંતો તથા હરિભક્તો દ્વારા પૂછાયેલા પ્રશ્નોના ઉત્તરો પૂજ્ય સ્વામીજીએ આપ્યા હતા. સાંસ્કૃતિક કાર્યક્રમમાં દર્શનમૂના સંતો-પાર્ષદોનું શાસ્ત્રીય સંગીત અને શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ મેમનગરના વિદ્યાર્થીઓએ પોતાની કલાઓનું દર્શન કરાવી સહુને પ્રસન્ન કર્યા હતા. ડો. વિપુલભાઇ પટેલ પરિવારના યજમાન પદે ઠાકરથાળીનું આયોજન કરવામાં આવ્યું હતું તથા અંતિમ રાત્રીએ હરીશદાન ગઢવી દ્વારા સત્સંગ સાહિત્ય પીરસવામાં આવ્યું હતું.

તારીખ ૭ ઓગસ્ટના રોજ યોજાયેલ જ્ઞાનસત્રની પૂર્ણાહુતિમાં યજમાનો દ્વારા ઠાકોરજી તથા પોથીજીનું પૂજન કરી વક્તાશ્રી તથા સંતોનું પૂજન કરવામાં આવ્યું હતું. સદ્‌ગુરુ સંતોએ જ્ઞાનસત્રના યજમાનોને આશીર્વાદ આપી સ્મૃતિચિન્હ આર્પણ કર્યા હતા. આ જ્ઞાનસત્રની પત્રિકાના યજમાન તરીકે રાજુભાઇએ (થીઓ પ્રિન્ટર્સ) લાભ લીધો હતો.

**જ્ઞાનસત્ર દરમિયાન સેવાયજ્ઞ :-** અખંડ ભગવત પરાયણ પ.પૂ. જોગીસ્વામીની સ્મૃતિમાં તથા સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે યૂરોલોજિકલ કેમ્પ, દંત ચિકિત્સા, બ્લડ ડોનેશન કેમ્પ વગેરે આયોજનો કરવામાં આવેલ. જેમા કીડનીના દર્દીઓને તપાસી ૧૦૮ દર્દીઓનું ઓપરેશન તેમજ અન્ય સારવાર નિઃશુલ્ક કરવામાં આવશે, તથા રક્તદાન કેમ્પમાં ૧૨૬ બોટલ રકતદાન કરવામાં આવ્યું હતું. દંતયજ્ઞમાં દર્દીઓને તપાસી ૨૬ દર્દીઓની જલંધર પદ્ધત્તિથી દંત ચિકિત્સા કરવામાં આવી હતી.

આ ઉપરાંત આયુર્વેદના અગ્નિકર્મ નિદાન કેમ્પમાં સાઇટિકા, હાડકાનાં રોગો, રક્તમોક્ષણ, ચામડીના રોગો, અનિદ્રા વગેરે રોગોના દર્દીઓની તપાસ કરી યોગ્ય માર્ગદર્શન અને દવા આપવામાં આવેલ. આ સાથે છારોડી ગુરુકુલ તેમજ મેમનગર ગુરુકુલમા આયુર્વેદિક દવાખાનામાં એક અઠવાડિયા માટે સર્વરોગ નિદાન તેમજ ફ્રી દવા આપવામાં આવેલ. આ ઉપરાંત મહોત્વના ઉપક્રમે હજુ ગુજરાતના અન્ય ગામડાંઓમાં નિઃશુલ્ક કેમ્પોનું આયોજન કરવામાં આવશે. જેમાં દર્દીઓને દવા સાથે સંપૂર્ણ સારવાર આપવામાં આવશે. આ ઉપરાંત ગરીબ પરિવારની ૧૦૮ દિકરીઓને એસ .એસ. સી. બાદ કોલેજ

સુધી ભણાવવાનો પણ સંકલ્પ કરેલો છે.

જ્ઞાનસત્ર પ્રસંગે ખાસ પુસ્તક મેળાનું આયોજન કરવામાં આવેલ છે. જેમાં નવભારત સાહિત્ય મંદિર, નવનીત પ્રકાશન, ગુર્જર પ્રકાશન, આર.આર.શેઠ કું. વગેરે પ્રકાશનના પુસ્તકો મુકવામાં આવેલ. ભુજ સ્થિત સહજાનંદ રુરલ ડેવલપમેન્ટ સંસ્થા દ્વારા પુસ્તકોનું ૫૦ ટકા રાહત દરે વેચાણ થયું હતું.

## હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનાર - લંડન

શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ પરિવાર - યુ.કે. દ્વારા લંડન મુકામે 'હિંદુ લાઈફ સ્ટાઈલ સેમિનાર'નું આયોજન કરવામાં આવ્યું.

શ્રાવણ મહિનાના પ્રથમ દિવસે આરંભાયેલા આ સેમિનારના ઉદ્‌ઘાટન પ્રસંગે પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, શ્રી શામજીભાઈ વેકરીયા, શ્રી ઘનશ્યામભાઈ પટેલ તથા શ્રી ગોવિંદભાઈ રાઘવાણીએ દીપ પ્રાગટ્ય કરીને સેમિનારનું ઉદ્‌ઘાટન કર્યું હતું.

તા. ૨૦ થી ૨૨, જુન દરમ્યાન યોજાએલા આ સેમિનાર દરમ્યાન ભારતીય જીવન પદ્ધતિને આધારે અનેકવિધ કાર્યક્રમો યોજવામાં આવ્યા હતા. જેમાં યુવાનો અને મહિલાઓ દ્વારા સાંસ્કૃતિક કાર્યક્રમો, સમુહ મહાપૂજા તથા સંતોના પ્રવચનોનું આયોજન કરવામાં આવ્યું હતું.

આ સેમિનાર દરમ્યાન પરમ પૂજ્ય સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ શિબિરાર્થીઓને સંબોધન કરતા જણાવ્યું હતું કે, 'ઉપનિષદમાં બ્રહ્માજીએ દેવો, દાનવો અને માનવોને આપેલો દમન, દયા અને દાનનો ઉપદેશ આજના જમાનામાં પણ અત્યંત મહત્વનો છે. આ દેવ, દાનવ અને માનવ આકાશમાં કે પાતાળમાં છે કે નહીં તેની ખબર નથી પરંતુ આ ત્રણેય માનવના મનમાં રહેલા છે. માણસે ઉત્શૃંખલ ભોગમાંથી મુક્ત થઈ ગીતામાં કહ્યું છે તેમ વિવેક પૂર્વક આહાર વિહારનું સેવન કરવું જોઈએ. માણસે હિંસા ભરેલી કુરવૃત્તિથી મુક્ત થઈ દયા અને પ્રેમને માર્ગે ચાલવું જોઈએ. માણસે સ્વાર્થ કે લોભવૃત્તિથી મુક્ત થઈ સમર્પણ કરતા શીખવું જોઈએ.

લંડનમાં રહેતા ગુરુકુલ પરિવારના યુવાનોએ સેમિનારના દ્વિતીય દિનની રાત્રીએ સુંદર સાંસ્કૃતિક કાર્યક્રમ રજૂ કર્યો હતો. જેમાં ભગવદ્ ભક્તિથી ભરેલું રૂપાભાઈનું સુંદર રૂપક અને દેશભક્તિથી ભરેલું અદ્‌ભૂત નાટક 'શહિદ ભગતસિંહ' રજૂ કરવામાં આવ્યું હતું. તદુપરાંત ભારતીય ઉત્સવોની ઝાંખી કરવાતો સુંદર રંગારંગ કાર્યક્રમ રજૂ થયો હતો.

લંડનમાં મોટા થયેલા બહેનો અને બાલિકાઓએ પણ ભારતીય સંસ્કૃતિ સભર વિવિધ સાંસ્કૃતિક કાર્યક્રમો રજૂ કર્યા હતા. જેમાં રાસ, ગરબા, વ્યસનમુક્તિના રૂપકો, ભજન-સંકીર્તન વગેરેને નિહાળી પ્રેક્ષકોએ તાલીઓના નાદથી કાર્યક્રમને વધાવી લીધો હતો. રવિવારે સવારે યોજાએલ સમુહ મહાપૂજામાં મોટી સંખ્યામાં ભક્તજનોએ ભગવાનની પૂજાનો લાભ લીધો હતો.

આ સેમિનાર દરમ્યાન પૂજ્ય શ્રી રામસુખદાસજી સ્વામીએ કાવ્ય પંક્તિઓનું શ્રવણ કરાવીને સૌને આનંદ પમાડ્યો હતો. પૂજ્ય શાસ્ત્રી શ્રી ધર્મવત્સલદાસજી સ્વામી તથા પૂજ્ય શાસ્ત્રી શ્રી મુનિવત્સલદાસજી સ્વામીએ મનનીય પ્રવચન દ્વારા હિંદુ જીવન રીતિનો સદુપદેશ પાઠવ્યો હતો. પૂજ્ય શ્રી દર્શનપ્રિયદાસજી સ્વામી તથા પા. શ્રી ઘનશ્યામ ભગતે સુમધુર કંઠે ભજન-કીર્તનોનું શ્રવણ કરાવ્યું હતું. પૂજ્ય શ્રી ભક્તિવેદાંતદાસજી સ્વામી તથા પૂજ્ય શ્રી કુંજવિહારીદાસજી સ્વામીએ સ્વયંસેવકો સાથે રહીને સુંદર વ્યવસ્થા ગોઠવી હતી.

આ પ્રસંગે મૂળ ગૌડીય સંપ્રદાયના સ્વામી શ્રી ભક્તિસ્વરૂપતીર્થજી મહારાજ, કોર્પોરેટ ચાણક્યના લેખક ડૉ. શ્રી રાધાકૃષ્ણન્ પીલૈ તથા સિગ્મા ફાર્મસીવાળા શ્રી ભરતભાઈ શાહ વગેરે અનેક મહાનુભાવો તથા વિશાળ સંખ્યામાં ભક્ત સમુદાયે એકત્રિત થઈને સેમિનારનો લાભ લીધો હતો.

સેમિનાર દરમ્યાન ગુરુકુલ પરિવારના ભાઈ-બહેનોએ રાત્રી દિવસ જહેમત ઉઠાવીને પ્રસંગ શોભાવવા માટે ખૂબ જ મહેનત કરી હતી. તદુપરાંત શ્રી કચ્છી લેવા પટેલ સમાજના નાના-મોટા કાર્યકર્તાઓએ આ શિબિરને સફળ બનાવવામાં ખુબ જ સહકાર આપ્યો હતો. ઈસ્ટ લંડનના ભાઈ-બહેનોએ રસોડાની બધી જ જવાબદારી ઉઠાવી લીધી હતી. વિદેશમાં જ્યાં સમયની ખુબ જ શોર્ટેજ હોય છે, છતાં યુવાન ભાઈ-બહેનોએ સાંસ્કૃતિક કાર્યક્રમને સફળ બનાવવા માટે ખુબ જ જહેમત ઉઠાવી હતી. ગુરુકુલના ભૂતપુર્વ વિદ્યાર્થીએ વિદેશની ધરતી ઉપર ગુરુકુલનું ભવ્ય દર્શન કરાવ્યું હતું.

### શ્રીમદ્ ભાગવત્ કથા, બોલ્ટન :-

તારીખ ૨૩ થી ૨૯ જુલાઈ દરમિયાન સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના વ્યાસાસને શ્રી કચ્છ લેવા પટેલ સમાજ ખાતે શ્રીમદ્ ભાગવત કથાનું આયોજન કરવામાં આવ્યું હતુ. આ કથા અ. નિ. પ્રદ્યુમ્ન ગોવિંદભાઈ પ્રમજીભાઈ

વસ્તા હિરાણીની પવિત્ર સ્મૃતિમાં કરવામાં આવી હતી. કથા દરમિયાન શ્રીકૃષ્ણ પ્રાગટ્યોત્સવ, ગોવર્ધન લીલા, કંસ વધ, રુક્મિણી વિવાહ વગેરે પ્રસંગોનું સ્વામીજીએ રસાળ શૈલીમાં વર્ણન કર્યું હતુ. કથાના યજમાન તરીકે રામભાઇ ગોવિદભાઇ પ્રેમજી વસ્તા, પુત્રવધુ કુંવરબેન પ્રદ્યુમ્નભાઇ વસ્તા, પૌત્ર વિકેશ, શિવમ્ વગેરે પરિવારે લાભ લીધો હતો.

## જન્માષ્ટમી મહોત્સવ :-

ભગવાન શ્રીકૃષ્ણનો જન્મોત્સવ પુરાએ ભારતમાં ખૂબ જ ધામધુમથી ઉજવવામાં આવે છે. આ મહોત્સવ ઉજવી ભક્તો ભગવાન પ્રત્યેનો ભક્તિભાવ પ્રગટ કરે છે. દરવર્ષની જેમ શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ અમદાવાદ ખાતે તારીખ ૧૦ ઓગસ્ટના રોજ શ્રીકૃષ્ણ પ્રાગટ્યોત્સવ ખૂબ જ ધામધુમથી ઉજવાયો.

શ્રીકૃષ્ણ પ્રાગટ્યોત્સવ પૂર્વે કૃષ્ણભક્તિના પદોનું ગાન થયું. કીર્તનભક્તિ બાદ સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ ભાગવતના દશમ સ્કંધનો મહિમા કહી શ્રીકૃષ્ણ પ્રાગટ્યોત્સવની કથા સાથે ધામધુમથી પ્રાગટ્યોત્સવ કરાવ્યો. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ પુરાણી શ્રી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ પારણામાં ઝુલતા બાલકૃષ્ણ ભગવાનની આરતી કરી. સદ્‌ગુરુ સંતોએ દર્શને ઉમટેલા ભક્તજનો ઉપર પ્રસાદની વૃષ્ટી કરી, ભક્તજનો 'નંદ ઘેર આનંદ ભયો, જય કનૈયા લાલકી'ના ગાન સાથે જુમી ઉઠ્યા. સ્વયંસેવક ભાઇ-બહેનોએ તૈયાર કરેલા હીરના હીંડોળામાં વીરાજમાન બાલસ્વરુપ ભગવાનના દર્શન કરી, પંચાજીરીનો પ્રસાદ લઇ સહુ છુટા પડ્યા.

## પૂજ્યપાદ્ જોગીસ્વામીની પ્રથમ વાર્ષિક પુણ્ય તિથિ :-

ગુરુકુલ પરિવારના પ્રાણ સમાન અખંડ ભગવદ્ પરાયણ પૂજ્યપાદ જોગીસ્વામી ગત્ વર્ષે શ્રાવણ વદ ૧૪ ના રોજ અક્ષરવાસી થયા, જેની પ્રથમ વાર્ષિક પૂણ્ય તિથિ તારીખ ૧૬ ઓગસ્ટના રોજ ઉજવવામાં આવી હતી. આજ રોજ આખો દિવસ ભજનભક્તિથી ભરપુર રહ્યો. સવારે ૮ થી ૧૧ વાગ્યા સુધી સમુહ મંત્રલેખન રાખવામાં આવ્યું હતું. બપોરે ૧ થી ૪ વાગ્યા સુધી મહિલા મંડળ દ્વારા તથા ૪ થી ૭:૧૦ વાગ્યા સુધી સમુહમાં અખંડ ધૂનનું આયોજન કરવામાં આવ્યું હતું. ધુનની પૂર્ણાહુતી પ્રસંગે ઠાકોરજી તથા પુજ્ય જોગીસ્વામીનું પુજન કરવામાં આવ્યું.

સાયં આરતી-સ્તુતી બાદ પૂજ્યપાદ જોગીસ્વામી ગુણાનુવાદ સભાનું આયોજન કરવામાં આવ્યું હતું જેમા પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી, તથા સદ્‌ગુરુ પુરાણી ભક્તિપ્રકાશદાસજી સ્વામીએ પૂજ્ય જોગીસ્વામીના અક્ષરવાસ થયાના સંસ્મરણો તાજા કરી સ્વામીના મહિમાની વાતો કરી હતી. સભાના અંતે સહુ હરિભક્તો સ્વામીનું પૂજન કરી પ્રસાદીની સાકર લઇ છુટા પડ્યા હતા.

## અર્જુન એવોર્ડ વિજેતાઓનું સન્માન :-

તારીખ૧૫ ઓગષ્ટ, સ્વાતંત્ર્ય પર્વે અમદાવાદ ખાતે યુવા સાંસ્કૃતિક અને કલ્ચર એસોસિએશનના ઉપક્રમે સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીના હસ્તે અર્જુન એવોર્ડ વિજેતાઓનું સન્માન રાખવામાં આવેલ.

આ સમારંભમાં એક સમયના ધુરંધર ક્રિકેટર સલીમ દુરાની, ભારતીય વોલીબોલ ટીમના ભૂ. પૂ. સુકાની કુટ્ટી ક્રિષ્ણન, ઓલમ્પિક એવોર્ડ વિજેતા દોડવીર શ્રી રામસીંઘ, વડોદરાના નેશનલ ખો ખો ખેલાડી સુધીર પરબ વગેરે અર્જુન એવોર્ડ વિજેતાઓનું સન્માન પૂજ્ય સ્વામીના હસ્તે કરવામાં આવ્યું હતું.

આ પ્રસંગે માધવપ્રિયદાસજી સ્વામીએ જણાવ્યું હતું કે નગીનભાઇ પટેલ અને માનસિંહજી ચૌહાણના પ્રયત્નોથી એક સાથે ભારતને ગૌરવ અપાવનારા આટલા ખેલાડીઓ હાજર રહ્યા તેથી અત્યંત આનંદ થાય છે.

આજે આ સીનીયર રમત વીરોનું સન્માન કરવામાં આવી રહ્યું છે તે આનંદની વાત છે. ગમે તેવું ભવ્ય ભવન હોય પણ પાયાના પત્થર સિવાય ટકી શકતું નથી. સમાજે ધરતીમાં ધરબાયેલા, બહાર નહીં દેખાતા પાયાના ઘડવૈયાઓની કદર કરતાં શીખવું જોઇએ. આ પ્રસંગે જોઇન્ટ પોલિસ કમિશ્નર અજય તોમર, તરુણ પટેલ વગેરે મોટી સંખ્યામાં મહાનુભાવો ઉપસ્થિત રહ્યા હતા. આ ઉપરાંત ગુજરાત બેડમિન્ટન ટીમના કેપ્ટન રેખા ભીંડે, બેડમિન્ટન સ્ટાર પારુલ પરમાર વગેરે મહિલા ખેલાડીઓનું પણ સન્માન કરવામાં આવ્યું હતું.

## નૂતન પ્રકાશન

પુલહાશ્રમની પવિત્ર તીર્થભૂમિની યાત્રા કરવી એ જીવનનો એક અનેરો લ્હાવો છે. પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામીએ આ પવિત્ર તીર્થભૂમિની યાત્રા દરમ્યાન પ્રાપ્ત થયેલ માહિતી અને અનુભવો 'પુલહાશ્રમની પાવનયાત્રા' પુસ્તકમાં પ્રગટ કરવાનો પ્રયત્ન કર્યો છે. આ પુસ્તકમાં નેપાળ તથા પુલહાશ્રમના તીર્થોનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. આ પુસ્તક યાત્રાળુઓ તથા જીજ્ઞાસુઓને માર્ગદર્શન પુરુ પાડશે.

# શ્રદ્ધા સુમન

### પ્રસિદ્ધ સાહિત્યકાર અને શ્રીકૃષ્ણ પ્રેમી કવિ શ્રી સુરેશભાઈ દલાલ :-

કવિ, લેખક અને ભક્તહૃદયી શ્રી સુરેશભાઈ દલાલ શ્રીકૃષ્ણ જન્માષ્ટમીના રોજ ગોલોકવાસી થયા છે. ભગવાન શ્રીકૃષ્ણ વિષેનો તેમનો ભક્તિભાવ સહુને આકર્ષતો. શ્રી સુરેશભાઈને ગુરુકુલના સંતો અને નવિનભાઈ દવે સાથે કુટુંબીજનો જેવો નાતો હતો. ખાસ તો પ.પૂ. સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી પ્રત્યે તેમને અપાર હેત હતું. પૂજ્ય સ્વામીજી સાથેની એક મુલાકાતનું પુસ્તક ઈમેજ પબ્લીકેશન દ્વારા પ્રગટ કરીને સ્વામિનારાયણ સંપ્રદાયના પરિચય-પ્રચારની સેવા કરેલી, આ ઉપરાંત પૂજ્ય સ્વામીજીના કાવ્ય ગ્રંથો કાવ્યની કુંજગલી, જોગી ચલો આપણે ગામ, ઈઝરાયેલની ધર્મયાત્રા વગેરે પ્રકાશીત કરીને સ્વામીજીના આધ્યાત્મિક ઉઘાડને સમાજ સમક્ષ પ્રગટ કર્યો છે. સમગ્ર ગુરુકુલ પરિવાર કૃષ્ણ કવિ શ્રી સુરેશભાઈ દલાલને ભાવપૂર્ણ શ્રદ્ધાંજલિ અર્પણ કરી શ્રીહરિને પ્રાર્થના કરે છે.

**અ. નિ. શ્રી લાલજીભાઈ ભગવાનજીભાઈ પટેલ :-** ગામ વિસતપુરા નિવાસી, લાલજીભાઈ ભગવાનજીભાઈ પટેલ તા. ૨૫ જુલાઈના રોજ અક્ષરવાસી થયા છે. લાલજીભાઈના અક્ષરવાસી થયાનાં સમાચાર સાંભળી સમસ્ત ગુરુકુલ પરિવારે ઘેરા શોકની લાગણી અનુભવી. લાલજીભાઈ ખાખરીયા પ્રદેશના એક મોભી અને સન્નિષ્ઠ સેવક હતા તથા અનેક સંસ્થાઓની સેવાકીય પ્રવૃત્તિમાં જોડાયેલા હતા. તોઓએ જીવનભર સંપ્રદાય અને સમાજની સેવાઓ કરી હતી. તેઓને ગુરુકુલ અને તેમની સેવાઓ પ્રત્યે ભારે આદર હતો. તેઓશ્રી અક્ષરવાસી થવાથી પુરાએ સમાજ તથા ગુરુકુલ પરિવારને એક સંનિષ્ઠ સેવકની ખોટ પડી છે. ભગવાન શ્રીહરિ આ સેવકને પોતાની મૂર્તિનું સુખ આપે તથા ધીરુભાઈ, રમેશભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થનાં.

**અ. નિ. શ્રી વિશ્રામભાઈ કુંવરજીભાઈ વરસાણી :-** ગામ નારાયણપુર(કચ્છ) નિવાસી, શ્રી વિશ્રામભાઈ કુંવરજીભાઈ વરસાણી ૬૬ વર્ષની ઉમરે ભગવાનનું ભજન કરતા થકા અક્ષરવાસી થયા છે. કથાવાર્તા અને ભજનમાં નિત્ય નિમગ્ન રહેનારા, ભગવાન સ્વામિનારાયણમાં પરમ નિષ્ઠાવાન એવા વિશ્રામભાઈના અક્ષરવાસથી સત્સંગમાં મોટી ખોટ પડી છે. આ દિવ્ય આત્માને ભગવાન શ્રીહરિ પોતાના સુખે સુખીયા કરે તથા દિનેશભાઈ, પ્રવિણભાઈ, પ્રકાશભાઈ, નરેન્દ્રભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

**અ. નિ. ડો. શ્રી ગાવિંદભાઈ પટેલ :-** ગામ નારાયણપુરા, હાલ અમેરીકા નિવાસી ગાવિંદભાઈ પટેલ તારીખ ૫, મે ના રોજ હરિસ્મરણ કરતાં થકા અક્ષરવાસી થયા છે. ગુરુદેવ શાસ્ત્રીજી મહારાજના કૃપાપાત્ર ગાવિંદભાઈ પટેલ એક સારા સત્સંગી તથા ભગવાનનાં ભકત હતા. આ પવિત્ર આત્માને ભગવાન શ્રીહરિ પોતાની મૂર્તિનુ સુખ આપે તથા નવિનભાઈ, કિરીટભાઈ વગેરે પરિવારજનોને ધીરજ અર્પે તેવી પ્રાર્થના.

# ગુરુકુલમાં રસોઇ

### અમદાવાદ ગુરુકુલ

૧. શ્રી અપૂર્વભાઈ દવે, દુબઈ
૨. શ્રી ચેતનભાઈ એ. લક્કડ, અમદાવાદ
૩. શ્રી અશ્વીનભાઈ સુદાણી
૪. શ્રી જતીનભાઈ અમીન, અમદાવાદ
૫. શ્રી રાજેન્દ્રસિંહ વાઘેલા, અમદાવાદ
૬. શ્રી બળદેવભાઈ માવજીભાઈ પટેલ, ખંડેરાવપુરા
૭. શ્રી હિરેનભાઈ પી. ખેની, અમદાવાદ
૮. બલભદ્રસિંહ ચુડાસમા, અમદાવાદ

### છારોડી ગુરુકુલ

૧. અ.નિ. કાનજીભાઈ પ્રેમજીભાઈ જેઠાભાઈ, કોટડી
 હ. ધનજીભાઈ શામજીભાઈ
૨. મહેન્દ્રભાઈ વલ્લભભાઈ ખીચડીયા
૩. વિજયભાઈ દેવજીભાઈ ભોજાણી, બળદીયા
૪. વિઠ્ઠલભાઈ દેવજીભાઈ ગોંડલીયા, બાબાપુર
૫. ગીતાબેન દેવચંદભાઈ ગજેરા, અમદાવાદ
૬. દિનેશભાઈ વિશ્રામભાઈ વરસાણી, નારાયણપર

# કેન્સરથી ડરશો નહીં

કેન્સર ચેપી રોગ નથી. વહેલા નિદાન અને સમયસરની યોગ્ય સારવારથી કેન્સરને નિયંત્રિત કરી શકાય છે. શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્, અમૃતારોગ્યમ્ દ્વારા કેન્સરનું વિનામૂલ્યે નિદાન તથા રાહતદરે ગૌમૂત્ર આધારિત વિશેષ સારવારનો અણમૂલો લાભ લઈ કેન્સરનું નિવારણ કરો. સ્થળ :- શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, મેમનગર, અમદાવાદ તથા શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્, (SGVP) છારોડી, અમદાવાદ.

**કેન્સર કેમ થાય છે?**

રાસાયણિક ખાતર અને જંતુનાશક દવાઓના વધુ પડતા વપરાશથી આજે આપણા ખોરાક પણ વિષયુક્ત બન્યા છે. આ પ્રકારના ખોરાક, શાકભાજી, ફળ ખાધા વગર આપણી પાસે કોઈ વિકલ્પ નથી. ગાયનું દૂધ કે માતાનું દૂધ પણ આવી ઝેરી અસરથી મુક્ત નથી. એટલે જ ત્રણ વર્ષનું બાળક પણ કેન્સરનો ભોગ બની શકે છે. તમાકુ વગેરે વ્યસનો ઉપરાંત આહાર અને જીવનશૈલીના નિયમોની ઉપેક્ષાથી શરીરમાં ઝેરી તત્ત્વો પેદા થાય છે. આ વિષ માનવ શરીરના કોષકેન્દ્ર સુધી પહોંચે છે. આથી કોષકેન્દ્રમાં એવી અસર પેદા થાય છે કે જેનાથી કોઈ કોષ તેની કુદરતી મર્યાદાનું ઉલ્લંઘન કરી અનેક ગણા કોષો પેદા કરે છે. આ વધેલા કોષો ગ્રંથિ જેવો વિકાર પેદા કરે છે જેનું નામ કેન્સર છે.

**નીચે જણાવેલ ચિહ્નોની અવગણના ન કરો**

(૧) શરીરમાં કોઈ પણ જગ્યાએ ગાંઠ. (૨) ન રુઝાતું ચાંદું. (૩) જૂની ખાંસી-ઘોઘરો બેસેલો અવાજ. (૪) ખોરાક કે પ્રવાહી ગળે ઉતારવામાં તકલીફ. (૫) કોઈપણ જગ્યાએથી અસામાન્ય રક્તસ્રાવ. (૬) ગળફામાં અથવા ઝાડામાં લોહી પડવું. (૭) બહેનોનું માસિક બંધ થયા પછી ફરી ચાલુ થવું, દુર્ગંધયુક્ત સ્રાવ વગેરે.

**ગૌમૂત્ર અને આયુર્વેદિક સારવાર**

૧. ગૌમૂત્રમાં એન્ટિનિઓપ્લાસ્ટ એટલે કે ગ્રંથિ-ગાંઠ વિરોધી તત્ત્વ રહેલું છે. ગૌમૂત્ર સહિત આયુર્વેદની ઔષધિઓથી કોઈપણ પ્રકારની ગાંઠ શસ્ત્રક્રિયા વગર ઓગળે છે. ૨. કેન્સર સામે લડવા માટે રોગ પ્રતિકારક શક્તિ (ઈમ્યુનિટી) જરૂરી છે. આયુર્વેદિક સારવારથી ઈમ્યુનિટીમાં ખૂબ વધારો થાય છે. શરીરમાં સ્ફૂર્તિ, તંદુરસ્તી અને પાચનશક્તિ વધે છે. ૩. કિમોથેરાપીની આડઅસરનું ઝડપથી નિવારણ થઈ શકે છે. ૪. કેન્સરના ફેલાવાની ઝડપને આયુર્વેદની સારવારથી નિયંત્રિત કરી શકાય છે. ૫. ખૂબ જ અસરકારક શાસ્ત્રોક્ત આયુર્વેદિક રસ-રસાયણ ઔષધિઓ (દર્દીની જરૂરિયાત મુજબ સુવર્ણભસ્મ, હીરાની ભસ્મ, મોતીની ભસ્મ વગેરે) ૬. કેન્સરને વધતું અટકાવવા ક્ષારકર્મ, અગ્નિકર્મ, રક્તમોક્ષણ અને પંચકર્મની વિશેષ સારવાર. ૭. કેન્સર માટે જવાબદાર આમદોષની સામ-નિરામ પદ્ધતિ દ્વારા ચિકિત્સા. ૮. અસરકારક ડાયેટ પ્લાન, દિનચર્યા, ઋતુચર્યાનું માર્ગદર્શન. ૯. કેન્સરના રિપોર્ટ નોર્મલ થયા પછી પણ ફરી ઉથલો (રીકરન્સ) ન મારે તે માટેનું વિશેષ માર્ગદર્શન.

વિશેષ માહિતિ માટે સંપર્ક કરો :- મો. ૯૪૨૬૭૮૩૭૩૧, ૯૭૨૫૨૦૨૮૫૧, ૯૫૩૭૨૦૯૬૬૬

## આગામી આયોજન

- ૧૨ સપ્ટેમ્બર, બુધવાર — કમલા એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૪ સપ્ટેમ્બર, સોમવાર — શ્રીહરિ જયંતી, નીલકંઠવર્ણી અભિષેક, રાજોપચાર પૂજન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૨૬ સપ્ટેમ્બર, બુધવાર — જળઝીલણી એકાદશી - રાત્રે કીર્તનભક્તિ, (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)
- ૩૦ સપ્ટેમ્બર, રવિવાર — સમુહ મંત્રલેખન (શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, અમદાવાદ)

## સંસ્કૃત શીખવા માટે અમૂલ્ય અવસર

રાષ્ટ્રિય સંસ્કૃત સંસ્થાન, નવી દિલ્હી દ્વારા સંપૂર્ણ ભારતમાં સંસ્કૃત સંભાષણ અને સંસ્કૃત પ્રવેશ તથા સંસ્કૃતમાં પારંગત થવા માટે અનૌપચારિક સંસ્કૃત શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવી છે. આ અનૌપચારિક સંસ્કૃત શિક્ષણમાં શરુઆતમાં પાંચ પુસ્તકોનો સેટ આપવામાં આવે છે જેમાં સંસ્કૃતમાં પ્રવેશ થાય છે, જેને પ્રથમ દીક્ષા કહેવામાં આવે છે. ત્યારબાદ સંસ્કૃતમાં સંભાષણ અને વ્યાકરણનું જ્ઞાન મેળવવા માટે દ્વિતીય દીક્ષા અને આગળ અભ્યાસ માટે તૃતીય દીક્ષા, ચતુર્થ દીક્ષા અને પંચમ દીક્ષા નામના કોર્સ ડિઝાઈન કરવામાં આવ્યા છે. ભારતભરમાં અનેક કેન્દ્રો ચાલે છે અને વિદ્યાર્થીઓ સંસ્કૃતનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. ગુજરાતમાં પણ આ કેન્દ્ર ઘણા વર્ષોથી ચાલે છે. આ કેન્દ્રમાં એક શિક્ષક, એક સંયોજક, એક અધ્યક્ષ અને એક મદદનીશ રાખવામાં આવે છે. આ રીતે નિયુક્તિ થાય છે. નિયુક્ત માણસોને સંસ્થાન તરફથી વેતન પણ આપવામાં આવે છે. જે સંસ્થામાં કોર્સ ચલાવાય છે તે સંસ્થાને સ્ટેશનરી અને અન્ય ખર્ચ પણ સરકાર દ્વારા આપવામાં આવે છે. સામાન્ય રીતે સ્કૂલ કેમ્પસ, મંદિર પરિસર, આશ્રમ જેવા સ્થળોએ આ વર્ગો ચલાવવામાં આવે છે. ગુજરાતરાજ્યમાં અત્યારે ૨૫ કેન્દ્રો કાર્યરત છે. આ કેન્દ્રોનું સંપૂર્ણ સંચાલન શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્ સંચાલિત દર્શનમ્ સંસ્કૃત મહાવિદ્યાલયના પ્રધાનાચાર્ય શ્રી રામપ્રિયજીના નેતૃત્વ હેઠળ થાય છે.

સંપર્ક :- શ્રી રામપ્રિયજી, શ્રી સ્વામિનારાયણગુરુકુલ વિશ્વવિદ્યા પ્રતિષ્ઠાનમ્, છારોડી, અમદાવાદ. મો-૯૮૨૫૧૩૦૭૬૮, ફોન (૦૨૭૧૭) ૨૪૨૧૪૧/૨/૩

**શ્રી સ્વામિનારાયણ ગુરુકુલ, દ્રોણેશ્વર (ઉના) ખાતે દ્રોણેશ્વર મહાદેવના પ્રાંગણમાં સદ્‌ગુરુવર્ય શાસ્ત્રી શ્રી માધવપ્રિયદાસજી સ્વામી તથા સદ્‌ગુરુ સંતોના સાનિધ્યમાં**

**પૂજ્યપાદ્ જોગીસ્વામીની પવિત્ર સ્મૃતિમાં,**
**સદ્‌ગુરુ વંદના મહોત્સવ ઉપક્રમે**

## ભવ્ય જળઝીલણી મહોત્સવ

**તારીખ : ૨૬ સપ્ટેમ્બર ૨૦૧૨, બુધવાર** — **સમય : સવારે ૮ : ૩૦ થી ૧૨ : ૦૦**

**આ ભવ્ય મહોત્સવમાં ભગવાન શ્રીહરિને જલમાં ઝીલાવવા તથા સદ્‌ગુરુ સંતોના દર્શન કરવા હાર્દિક નિમંત્રણ**

જન્માષ્ટમી પ્રસંગે હીરના હીંડોળાના દર્શન

શ્રીકૃષ્ણ પ્રાગટ્યની આરતીના દર્શન

પૂજ્ય જોગીસ્વામીની વાર્ષિક પૂણ્યતિથિએ અખંડધૂન

પૂજ્ય જોગીસ્વામીનું પૂજન કરતા સદ્ગુરુ સંતો

અર્જુન એવોર્ડ વિજેતા, સન્માન સમારોહનું દીપ પ્રગટ્ય

સન્માન સમારોહમાં ઉપસ્થીત સ્વામીજી તથા મહાનુભાવો

સ્વાતંત્ર્ય પર્વે ધ્વજવંદન કાર્યક્રમ, SGVP

છપૈયા ખાતે પૂજ્ય જોગીસ્વામીની સ્મૃતિમાં અખંડ ધૂન

RNI No. GUJGUJ/2009/28937.
Permitted to post at A'bad PSO on 25th of every month, GAMC 1468/2010-2012, Valid up to 31/12/2012

જ્ઞાનસત્રમાં કથા શ્રવણ કરાવતા પૂજ્ય સ્વામીજી તથા ઉપસ્થિત સદ્‌ગુરુ સંતો

રક્ષાબંધનના પવિત્ર દિવસે હરિભક્તોને રાખડી બાંધતા સદ્‌ગુરુ સંતો

શાસ્ત્રીય સંગીત રજુ કરતા દર્શનમ્‌ના સંતો-પાર્ષદો

જ્ઞાનસત્રમાં કથા શ્રવણ કરવા પધારેલા ભક્તજનો

સાંસ્કૃતિક કાર્યક્રમ રજુ કરતા ગુરુકુલના વિદ્યાર્થીઓ

સદ્‌ગુરુ સંતો સાથે જ્ઞાનસત્રના યજમાનશ્રીઓ